# ૭. બાળકના પિતાની પાસે જ—

**એકબીજાથી** ભયંકર રીતે દૂર ફેંકાઈ ગયેલાં ત્રણ અતિપરિચિત હૃદયોને પોતાની છાતી પર જોડાજોડ લઈને આગગાડી જ્યારે સ્ટેશનની બહાર ચાલી નીકળી ત્યારે એના વિજયનો આનંદ કાંઈ ઓર જ હતો! આનંદની કિકિયારીઓ અને વિજયની સિસોટીઓ મારતી એ અર્ધચેતન આગગાડી ત્રણેના દિલમાં એક નવો જ પેગામ પહોંચાડી રહી હતી: 'ત્રણે પાછાં સાથે થયાં છો; સાથે જ કાં ના રહો?'

**લ**તા 'બાળકના પિતાને ત્યાં' જવા નીકળી ત્યારે ફરી **નિરંજન** સાથે હોવાની કલ્પના સુધ્ધાં એને નહોતી. એવી કોઈ ઇચ્છા એ વેળા હતી કે નહિ એનો સાચો જવાબ કદાચ એ પોતે જ એ વેળા ન આપી શકી હોત. નીકળતી વખતે દડદડ ખરતાં એનાં આંસુ એવી કોઈ ઇચ્છાની સાક્ષી પૂરત તોપણ **લ**તા એ વખતે એ સ્વીકારવા કદાચ તૈયાર ન થઈ હોત! અને છતાં, અત્યારે—**નિરંજન**ને પડખે ઊભેલો જોતાં, જાણે પોતાની જ પાછળ ગાંડો બની તીરની જેમ વછૂટી આવેલો જોતાં, **લ**તાથી વિચારાયા વિના ન જ રહેવાયું: 'ત્રણે સાથે હોઈએ તો?'

જો કે, **લ**તા બરાબર જાણતી હતી, બરાબર સમજતી હતી અને સાવ સીધી ગણતરી પણ કરી ચૂકી હતી કે હવે ત્રણે યે સાથે રહેવાનું શક્ય નથી. અને તેમ છતાં, 'બાળકના પિતા'ને ત્યાં જવા પોતે ચાલી નીકળી હોવા છતાં, **નિરંજન**નો સહવાસ જો સહેજે શક્ય બની જાય—અરે 'બાળકના પિતા'ને ત્યાં ગયા પછી પણ **નિરંજન**ની સાથે રહેવાનું જો કોઈ પણ રીતે અનુકૂળ બની જાય—તો જરૂર પોતાને પરમ સુખ થાય એમ એ ક્ષણે ક્ષણે અનુભવી રહી. એ સુખની આછી કલ્પના આગગાડીના પેગામે પ્રથમવાર એનામાં જન્માવી. અને એ અશક્ય જેવી કલ્પનાએ પણ એને થોડુંક સુખ આપ્યું.

'ગમે તે રીતે, કોઈ જાદુઈ રીતે પણ જો સુરેશને ત્યાં ગયા પછી પણ નિરંજન સાથે હોય એવું બને તો?' અને એ ઘેલછામાં એનાથી એકવાર સુરેશ તરફ અને પછી નિરંજન તરફ જોવાઈ ગયું.

નિરંજન આ ડબામાં એકાએક ચડી ગયો અને તરત એણે જે આંચકો અનુભવ્યો એની અસરમાંથી હજી તે બિલકુલ મુક્ત થયો નહોતો. એની ઊંચી, થાકેલી કાયા હજી એમ ને એમ ઊભેલી જ હતી. લતાને વળાવી દીધા પછી, 'જગતમાં ઊભા રહેવાની જગા મળે ત્યાં' ચાલી નીકળવાનો નિશ્ચય કરી ભાગી છૂટેલા નિરંજનને ઊભા રહેવાની આ સિવાય બીજી કોઈ જગા ન મળી એ જેટલી વિચિત્ર ઘટના હતી તેટલી જ તેને માટે અસહ્ય પણ હતી. એના દિલમાં લતા વિનાના થોડા કલાકોએ ઓછી ભાંગફોડ નહોતી કરી. 'લતા વિના પોતે શી રીતે જીવી શકશે?' એ એકના એક ઉપરાછાપરી હલ્લો લઈ આવતા પ્રશ્નનો કશો જ સરખો જવાબ તે આપી શક્યો નહોતો. એ કામ એના ગજાઉપરવટનું હતું! લતાની પાછળ આણુ જઈ લતાને ફરી બોલાવી લાવવાનું ફરમાન એના મને એને કર્યું હોત તો એને એ ગજાઉપરવટનું કદાચ ન લાગત! પણ જાણી જોઈને જ એ કલ્પનાને હવે તે પોતાના મનમાં ઘૂસવા દેતો નહોતો; કેમકે તે જાણતો હતો કે હવે તે માત્ર કલ્પના નહોતી રહી. એક પ્રબળ સંકલ્પનું સ્વરૂપ તે ધારણ કરતી જતી હતી! અને એથી જ જે ક્ષણે તેનું દુર્બળ મન એ કલ્પનાને પોતાની કરી સ્વીકારી બેસશે તે જ ક્ષણે એમ કર્યા વિના જીવવું તેને માટે અસહ્ય, અશક્ય થઈ જશે...અને એથી જ તે એવો કટોકટીનો પ્રસંગ આવવા દેવા નહોતો ઇચ્છતો. પોતાને બરાબર ખબર હતી કે પોતામાં ગમે તેટલો જુસ્સો હોવા છતાં, ગમે તેટલું બળ હોવા છતાં, પહેલાં ભાગી છૂટયો હતો તેવું ભાગી છૂટવાનું કે લતાને ભગાડી જવાનું હવે પોતા માટે એટલું સહજ કે સરળ નહોતું. જીવન ઉપર એક છેલ્લો ફટકો લગાવવા જેટલું ક્રૂર અને ભીષણ કાર્ય એ હતું. અને એથી જ એણે પહેલાંથી પોતાના મનમાં એક ગાંઠ બાંધી દીધી હતી—'લતા! એના બાળકના પિતાને ત્યાં જ રહેશે.' 'શા માટે?' એનો જવાબ એની પાસે નહોતો. એની બુદ્ધિ, એનું મન,

એનું હૃદય કદાચ ઊલટો જ જવાબ આપશે એવો એને ભય પણ હતો. અને એથી, એવો પ્રશ્ન ઊઠવા દેવા જ એ તૈયાર નહોતો. બાંધેલી ગાંઠને અડકવા સુદ્ધાં એ ઇચ્છતો નહોતો. સહેજ પ્રયત્ન કરવા જતાં એ છૂટી જશે એવો એને પૂરો ખ્યાલ હતો. અને એ છૂટેલો દોર ફરી એને એવો તો ભયંકર જકડી લેશે કે કદી એમાંથી છૂટવું શક્ય નહિ રહે એમ એ જાણતો હતો. એ જ રીતે ફરી બંધાવું અયોગ્ય છે, અણગમતું છે એવું કશું જ એ માનતો હતો એમ પણ નહિ, અને છતાં ફરી એમાં બંધાવા એ તૈયાર નહોતો.

અને, આ સ્થિતિમાં—ભાગી છૂટવાનો મનસૂબો કાયમ થતાં સ્ટેશન આવતાં ઊપડતી ગાડી દેખતાં, હાથ આવ્યો તે ડબ્બામાં તે ચડી બેઠો હતો! ફરી ઊતરી જવા જેટલી સ્વસ્થતા તે ગુમાવી બેઠો હતો. સુરેશની પડખે બેસી વાતો માંડવા જેટલી હિંમત તે ગુમાવી બેઠો હતો લતાને લઈ ચાલી નીકળવા જેટલી દિલજોરી તે ભેગી કરી શક્યો નહોતો! મૂઢની જેમ તે ઊભો રહી ગયો હતો. એની મૂંઝવણ ઊલટી વધી પડી હતી. પોતે પહેલાં માન્યું હતું તેવું કાંઈ ભયંકર પાપ, કે ભીષણ દ્રોહ, કે દુષ્ટ દગો કર્યા જેવું અત્યારે એને બિલકુલ લાગતું નહોતું. અને છતાં સુરેશને જોતાં એ ઢીલો થઈ ગયો હતો. પોતે બિલકુલ સહજ રીતે પ્રેમના આવેશોને વશ થઈ વર્ત્યો હતો; એમાં એને ક્યાં ય લતા ઉપર અત્યાચાર કર્યા જેવું લાગતું નહોતું અને છતાં લતાને જોતાં એ તદ્દન ઢીલો થઈ ગયો હતો!

એ કોક એવો માર્ગ શોધી રહ્યો હતો જે એને ગુનેગારના પિંજરામાં ઊભો રાખ્યા વિના સજા કરવી હોય તો કરી દે. સજાથી—દુઃખથી એ ડરતો નહોતો. પણ પ્રાયશ્ચિત્ત, ગુનાનો એકરાર, ગુનેગારની ટોપીથી એ ત્રાસતો હતો, કેમકે, એણે પોતાને ગુનેગાર માન્યો જ નહોતો! એ એવી કોઈ તક શોધતો હતો જે બધું ધુમ્મસ વેરી નાખે; ખુલ્લે દિલે બધું બોલી નાખે.

આગગાડીના આ અકસ્માતે એક એવી તક એને મેળવી આપી હતી. પણ એવી તક હાંસલ કરવી હંમેશાં જેટલી મુશ્કેલ હોય છે એનાથી

વધારે તો તે ગેરસમજ વધારનારી અને પરિણામની દૃષ્ટિએ ભયંકર નીવડે છે એની એને જાણ હતી. અને એથી એક એવી તક પ્રાપ્ત થવા છતાં એનો શી રીતનો ઉપયોગ કરવો એની મૂંઝવણમાં એ પડ્યો હતો. એના હોઠ ઉપર તો શબ્દો કૂદાકૂદ કરી રહ્યા હતા. પહેલેથી તે છેલ્લી ક્ષણ સુધીની બધી વાત વીજળીને વેગે બોલી જવા એના હોઠ અધીરા થયેલા જણાતા હતા. હોઠોની સહેજ ઉઘાડબીડ, આછું હલન દેખાઈ આવે એવું હતું. લતાએ એ જોયું; પોતાને જોઈ લેતી લતાને નિરંજને જોઈ. નિરંજનના હોઠ પરના શબ્દો પાછા અંદર ઊતરી પડ્યા. પોતે ડબ્બામાં ચડ્યો એ પહેલાં સુરેશ અને લતા વચ્ચે કાંઈ ન ઇચ્છવા જેવું બની ગયું તો નહિ હોય? પોતાની વાતથી બળતામાં ઘી હોમવા જેવું તો નહિ થાય? એવી આશંકા જન્મી. લતા કે સુરેશ એકેને એકાંતે અલગ મળી વાત કરવાની તો શક્યતા જ નહોતી. એ વધારે મૂંઝાયો.

એકવાર આખી વાત અત્યંત સીધા, સરળ અને નિખાલસ દિલે તે મનમાં ને મનમાં સુરેશને સંભળાવી ગયો. કોઈ ભવ્ય નાટકમાંના રિહર્સલની જેમ ફરીફરી જુદીજુદી ભાવભંગી સહિત મનમાં એ બધું ભજવી ગયો. પણ એને કેમે જંપ ન વળ્યો ગમે તે ભોગે બધું બોલી નાખવાના દૃઢ નિશ્ચય સહિત એણે સુરેશની ભણી જોયું.

સુરેશ આ થોડી મિનિટ ડાબા હાથની બારીમાંથી ડોકાઈ બહાર ફૂદરડી ફરતાં ઝાડોની રમત જોતો બેસી રહ્યો હતો. નિરંજનને ડબ્બામાં ધસી આવતો જોતાં એકાએક કેમ પોતાનું મોં પડી ગયું હતું એનું એ સચોટ સૂક્ષ્મ પૃથક્કરણ કરી રહ્યા હતો. નાનામાં નાની વાતનું પૃથક્કરણ કરી, તેને નગ્ન સ્વરૂપે ઓળખી, હકીકતરૂપે સમજી, સ્વીકારી લઈ તે રીતનું વર્તન કરવાની આદત પાડવાનો પ્રયોગ તેણે થોડા દિવસથી આરંભી દીધો હતો. જે એક વાત તે પહેલાં નહોતો પરખી શક્યો તે એને અત્યારે બરાબર સમજાઈ રહી હતીઃ 'લતા વિષે પોતે હજી નિઃસ્પૃહ નથી થઈ શક્યો. જાણીબૂજીને આ જ ટ્રેન પકડવા પાછળ ઊંડે ઊંડે લતાને મળી લેવાની જ આકાંક્ષા છે. × × × અને એકવાર લતાનું મોઢું સામી ટ્રેનની બારીમાં જોઈ લીધા પછી, ઝબૂકતી વીજળીને દૂરથી

નિરખી લીધા પછી તેને અંતરમાં ઉતારી દેવાની પ્રબળ કામના તે દૂર કરી શક્યો નથી. છાપું આડું ધરી લતાથી અણુશોધાયા રહેવાની બાહ્ય પેરવી કરવા છતાં પણ લતા પોતાને પકડી પાડે તો કેવું ?—એ કામના જરા ય મોળી પાડવા દઈ શક્યો નથી! જો કે, એ વીજળી આંખોની સામે, હાથની પાસે આવીને ઊભી રહેશે ત્યારે ખુલ્લી આંખે એને જોવાની, હાથ લંબાવી ખેંચી લેવાની હાંશ પોતાનામાં હશે કે નહિ એની એને ચોક્કસ ખબર નથી. એવું થઈ શકે તો કેવું સારું ?—એટલું જ એ અનુભવી રહ્યો છે.'

પરંતુ, એ તક, એ ક્ષણ, એ એકાંત એને પ્રાપ્ત થાય એ પહેલાં જ એ બધું ઝુંટવાઈ ગયું હતું!

એનું મન વારંવાર પ્રશ્ન કરી રહ્યું હતું: 'શાથી ?'

'અકસ્માતથી.' આ જવાબ એને અનુકૂળ નહોતો લાગતો. અને એથી એ ફરીફરી પૂછતો હતો: 'શાથી ? અકસ્માતથી ?'

અને—પોતાની પાછળ ઊભેલો નિરંજન યાદ આવતો! લતા સામી ગાડીમાંથી આવતી દેખાતી...પાછળ નિરંજન દોડતો આવતો દેખાતો !

લતા આવી ચૂકી હતી. પોતે એને સ્વીકારી રહ્યો હતો...ત્યારે... નિરંજન વચમાં આવી પડ્યો હતો!—એટલું જ એની આંખે જોયું હતું. એટલું જ એના મને સ્વીકાર્યું હતું! એટલું જ અત્યારે એને પૂરતું લાગતું હતું!

થોડા જ દિવસ પહેલાં, લતા નિરંજન સાથે કાયમ રહે એમ એણે ઇચ્છ્યું હતું, ઉત્તેજ્યું હતું અને યોજ્યું પણ હતું. એ પોતાને ગમતું હતું કે નહિ એનો વિચાર કર્યા વિના એ જ યોગ્ય છે એમ સમજી એણે એ અપનાવી લીધું હતું. આજે લતાના આવવાનો તાર વાંચી પોતે ચાલી નીકળ્યો હતો! પરંતુ એ બધું તે અત્યારે યાદ કરવા માગતો નહોતો.

લતા આવી રહી હતી...પેલી ટ્રેન છોડી, આખી દુનિયા છોડી, નિરંજનને છોડી એકલી આવી રહી હતી...પોતે બોલાવી નહોતી છતાં

પોતાની જ પાસે એ પાછી આવી રહી હતી... અને એ જ ક્ષણે નિરંજન વચ્ચે નડ્યો!!—એટલું ઓછું નહોતું!!

સુરેશના કાબૂ ગુમાવેલા મનથી એ ન સહેવાયું. નિરંજન પ્રત્યે એને જીવનમાં પહેલી જ વાર ઘૃણા જન્મી. આજ પહેલાંના નિરંજનના એકે એક કૃત્યનો એણે માનસશાસ્ત્ર અને પ્રેમશાસ્ત્રના ક્રૂર નિયમોનો આધાર સ્વીકારી સંતોષજનક તોડ આણ્યો હતો. પોતાની બૈરી લઈ જવાંનો અધિકાર, બૈરીએ જાતે ભાગી જવાનો હક્ક, તેણે માનવતાની દૃષ્ટિએ માન્ય રાખ્યો હતો. પરંતુ, નિરંજનના આ છેલ્લા 'અકસ્માત'નો બચાવ, એનું કારણ ખોળી કાઢવા પૂરતી ધીરજ, અક્કલ કે જ્ઞાન અત્યારે તે હારી બેઠો હતો!

અને છતાં—બની ગયેલા અને બની રહેલા બનાવો તરફ ઉપેક્ષા કર્યે પાલવે એમ પણ નહોતું. લતા આવી પહોંચી હતી; એની સાથે વાત કરવાની હજી તક મળી નહોતી. નિરંજન આવ્યો હતો, પણ એની સાથે કાંઈ વાત કરવા જેવું એ ગોઠવી શક્યો નહોતો. આ સ્થિતિમાં બારીની બહાર ને બહાર જ જોયા કરવાનો એકમાત્ર રસ્તો ભલે સલામત ગણાય, પણ એમ તે ક્યાં સુધી બેસી રહેવાય? એક સ્ટેશન, બે સ્ટેશન...? કેટલાં સ્ટેશન? કોઈ અજાણ્યો, અણગમતો ઉતારુ ચડી બેઠો હોય તો બેચાર સ્ટેશન જતાં ઊતરી જશે એવી ધીરજ રહે પણ આ તો જે બેઠાં હતાં એ અજાણ્યાં નહોતાં અને અણગમતાં હતાં એમ પણ શી રીતે કહેવાય? અને એને છોડીને ક્યાં ય અરધે રસ્તે ઊતરી તો નહોતાં જ જવાનાં—એટલી વાત નક્કી હતી. આ સ્થિતિમાં ભારે, ગમગીન વાતાવરણમાં ત્રણેએ મૂંગાં, એકબીજાની દૃષ્ટિ છટકાવતાં, એકબીજાની હાજરી ઉવેખતાં બેસી રહેવું સુરેશને અણગમતું લાગ્યું; અજુગતું પણ લાગ્યું. વાતો કરવાની, અંગત હૃદયગત વાતો ઉવેખવાની જરા ય ઇચ્છા વિના, પણ આવી પડેલી પરિસ્થિતિને વધારે સરળ રીતે વટાવી જવાના હેતુએ સુરેશે દૃષ્ટિ અંદર લીધી. નિરંજનની દૃષ્ટિ એની દૃષ્ટિ સાથે અથડાઈ. નિરંજનની ઊંચી થાકેલી કાયા પોતા ભણી ખેંચાઈ રહેલી એણે જોઈ. નિરંજનના કપાળ પર પાણીના રેલા દોડાદોડ કરી રહેલા

એણે નિહાળ્યા. મોઢા પરની ગમગીની, આંખમાં છાઈ રહેલી આર્દ્રતા એણે પારખી. સુરેશનો ઉન્માદ, આવેશ, નશો સહેજ ઊતર્યો. આખા કમરામાં વ્યાપી રહેલી ભીષણતા એને ગૂંગળાવનારી લાગી અને એ અજબ માનવીએ એક જ ક્ષણમાં પૂરી સ્વસ્થતા પ્રાપ્ત કરી લઈ વાતાવરણને હળવું બનાવ્યું : 'નિરંજન ! આમ જડસડ થઈ શું ઊભો રહ્યો છે ત્યારનો—?' અને લતાની ભણી જોઈ ઉમેર્યું : 'લતા ! પાણી તો પા નિરંજનને.'

લતાના જીવમાં જીવ આવ્યો. એણે નિરંજન માટે જગા કરી આપી; બેસાર્યો; પાણી આપ્યું.

'નિરંજન' આ વખતે તો 'ટાઈમ્સ'ની ક્રૉસવર્ડ્ઝ પઝલ્સમાં મારો લાગ્યો છે. બોલ, કેટલા જીત્યો હોઈશ ?'

નિરંજન હજી મૂઢ હતો. 'જો મશ્કરી કરતો હોઉં તો—' કહી સુરેશે 'ટાઈમ્સ' બતાવ્યું. લતાએ સુરેશના હાથમાંથી એ પાનું લીધું, પણ સુરેશ શું જીત્યો છે એ ન સમજાતાં પાછું મૂકી દેવા જતી હતી ત્યાં સુરેશે કહ્યું : 'જોયું નહિ આ નામ, લતા ? છે તો કુસુમનું, પણ અમારી સહિયારી ભાગીદારી છે.'

લતાને શું બોલવું તે ન સમજાયું. 'કુસુમ' 'સહિયારી ભાગીદારી' વગેરે શબ્દો કાન સાથે જોરથી અથડાઈ ક્યાંક ધકેલાઈ ગયા.

નિરંજને દરમ્યાન થોડીક સ્વસ્થતા મેળવી લીધી હતી. એણે જરા ગળું સાફ કરી પૂછ્યું: 'સુરેશ ! બસ આ જ વાતો કરવાની છે ?'

સુરેશે છેક જ સ્વાભાવિક અવાજે કહ્યું: 'કમાવાની અને પરણવાની—એ સિવાય બીજી કઈ વાતો કરવા જેવી હોય છે? એક પૂરી કરીએ પછી બીજી ! હં !' 'હં' બોલતાં એણે ડોકનો જે ડમકો માર્યો, વાત કરવાની એણે જે અદ્ભુત નવી શક્તિ બતાવી એ જોઈ નિરંજન અને લતા આભાં જ બની ગયાં. એમણે પોતે જ સુરેશને આવો અદ્ભુત બનાવ્યો હતો એમ જો સુરેશ પોતે કહેત તો પણ તેઓ માનવા તૈયાર ન થાત ! અને છતાં એ એટલું જ સત્ય હતું. આ આખરી અનુભવોએ, બનાવોએ, અથડામણોએ, વ્યથાઓએ, વિયોગોએ, સુરેશના જીવનને આટલું

હળવું કહો, છીછરું કહો, સંયમી કહો, કે વાસ્તવદર્શી કહો—ગમે તે કહો પણ આટલું 'અદ્‌ભુત' બનાવ્યું હતું !

'સુરેશ, વધારે ગંભીર વાતો ઉપર આવીએ.' નિરંજને શાંત અવાજે કહ્યું.

'નિરંજન, આનાથી વળી ગંભીર બીજી કઈ વાત છે?'

'બીજી કોઈ નથી?' લતાએ અધીરાઈપૂર્વક પૂછ્યું.

'હોય તો ખબર નથી. મારી પાસે તો ગંભીર જેવી કોઈ વાત જ નથી, લતા!' સુરેશે ગંભીર થતાં થતાં કહ્યું.

'સુરેશ, તું ક્યાં જાય છે?' નિરંજને ટૂંકો પ્રશ્ન પૂછ્યો.

'ઘેર,' એટલો જ ટૂંકો જવાબ આપતાં સુરેશે સામો પ્રશ્ન કર્યો:

'અને તું?'

'હું? જગતમાં ઊભા રહેવાની જગા મળે ત્યાં!'

'પણ, બેસવાની અને સૂવાની નિરાંત મળે ત્યાં શું કામ નહિ?' સુરેશે કટાક્ષ કર્યો.

'એવી નિરાંત શક્ય નથી.' નિરંજને સંપૂર્ણ ગંભીરતાપૂર્વક જવાબ વાળ્યો.

'શાથી?'

'શક્ય નથી.' નિરંજને વધારામાં ડોકું ધુણાવ્યું. જે આખી વાત કહેવા અત્યાર લગી તે અજબ અધીરો થયો હતો એ જ વાત નીકળતાં, ખરો મોકો આવતાં તેને દાબી દેવા અત્યારે પોતે જ જાતે મથી રહ્યો હતો!

'નિરંજન, શા માટે શક્ય નથી?' લતાથી પૂછ્યા વિના ન રહેવાયું.

'નિરંજન, લતા સાચું પૂછે છે. આજ લગી શક્ય હતું, હજી કશું બદલાયું નથી...પછી શા માટે...' સુરેશે વાક્ય પૂરું કરતાં પહેલાં લતા ભણી તાકીને જોયું. અને એ જોવાનું પૂરું થાય તે પહેલાં જ નિરંજનનો કંપતો કકળતો સ્વર વાતાવરણને ભેદી ગાજી ઊઠ્યો: 'સુરેશ,

મારે એ બધું નથી સાભળવું. હું ગમે ત્યાં જઈશ, ગમે ત્યાં રહીશ; પણ જ્યાં લતા અને સુરેશ હોય ત્યાં નહિ જ. મારાથી એ નહિ બને—નહિ સહેવાય.'

'નિરંજન, તુંય સાવ સાચું કહે છે. લતા અને સુરેશ હોય ત્યાં નહિ જ. સુરેશ પણ એ જ કહી રહ્યો છે. નાહક શરીર અને જીવન ઘસી ન નાખો. જાવ, જ્યાં સુરેશ નથી ત્યાં જાવ. વધારે ખુલ્લા, વધારે બેધડક થઈ જાવ ને જીવો. જગતમાં ઊભા રહેવાને જ નહિ પણ ડંખરહિત ગુલાબી આનંદને અર્થે તમારે કાજે અનંત સૃષ્ટિ છે. જાવ ને ભોગવો.' સુરેશની વાણીમાં દર્દ હતું પણ એના મુખ પર સંતોષની રેખાઓ હતી. એણે જમણા હાથની બારીમાંથી બહાર જોયું. ગાડી ધીમી પડી હતી. સ્ટેશન આવી પહોંચ્યું હતું.

સુરેશે ફરી લતા ભણી જોયું. એની આંખોમાં સંમતિ વાંચી.

નિરંજને લતા ભણી જોયું. એની આંખોમાં ઠપકો વાંચ્યો.

કોણ જાણે કોણ સાચું હતું? કદાચ બંને ખોટા હશે! બંનેએ પોતાના મનની પ્રતિમા જ સામી આંખોમાં જોઈ હશે!

ટ્રેન અટકી. નિરંજન પોતાની બેઠક પર પડ્યો પડ્યો બોલ્યો: 'સુરેશ, લતા એના બાળકના પિતાને ત્યાં જ જશે.'

'હં...' પૂરતું સમજ્યા વિના ઊભો થઈ, વાંકો વળી પોતાનો બિસ્તરો વાળી તૈયાર કરતાં સુરેશે હકારો ભણ્યો.

'સુરેશ, આ શું?' લતાએ બાવરી બની પ્રશ્ન કર્યો, અને સફાળી ઊભી થઈ ગઈ.

'લતા, નિરંજન ઠીક કહે છે. તારા બાળકના પિતાને ત્યાં જ તું જશે.' બિસ્તરો વાળતાં વાળતાં જ સુરેશ બોલ્યો.

'એટલે?'

'એટલે—નિરંજનની સાથે...બાળકના પિતાની સાથે—ખરું ને?' શાંત અને સ્વસ્થ રીતે ખુલાસો કરતો હોય એમ સુરેશ ટટાર ઊભો થઈ લતાની સામે બરાબર તાકી રહી બોલ્યો.

'સુરેશ! તું ગાંડો થયો છે?' નિરંજને ચીસ પાડી સહેજ બેઠા થતાં પૂછ્યું.

સુરેશ જવાબમાં પહેલાં ખડખડાટ હસ્યો અને પછી બોલ્યો: 'હું ગાંડો થયો હતો તે હવે મટી ગયો છું. લતા પરનો માલિકીહક્ક ભોગવવાના મોહમાંથી હું છૂટો થયો છું. નિરંજન, લતા ક્યાં રહે, તું ક્યાં રહે એ હવે નક્કી કરવાપણું રહ્યું જ નથી. એ નક્કી થઈ જ ચૂક્યું છે. તમે જ બંને સાથે રહેવાને લાયક છો—સર્જાયેલાં છો.'

ગાડી ઊપડવાની વ્હીસલ વાગી. સુરેશે ઝટપટ બિસ્તરો બાંધી તૈયાર કર્યો.

નિરંજન ઢીલો પડી ગયો. શરીરને સુવાડી દેતો ભયંકર ચીસ પાડી બોલ્યો: 'સુરેશ, મારાથી લતાને નહિ લઈ જઈ શકાય. લતા, તું જા—જા—'

'ક્યાં?' લતાએ બંને હથેળી વડે પોતાની આંખો ઢાંકી દઈ એક ધ્રૂસકું ભર્યું.

'બાળકના પિતાની પાસે, બાળકના પિતાની પાસે.' એમ ને એમ પડ્યા પડ્યા નિરંજને બોલ્યા કર્યું.

'ત્યાં જ છે, નિરંજન! લતા ત્યાં જ છે—બાળકના પિતાની પાસે જ.' લથડતી લતાને નિરંજનની પાસે બેસાડી દઈ, અઢેલાવી દઈ સુરેશ બારણા પાસે ગયો.

ગાડી વેગ વધારી રહી હતી. સુરેશના મનનો વેગ પણ વધી રહ્યો હતો.

# ૮. લતા શું બોલી?

**હ**ૃદયનો વેગ યંત્રના વેગ કરતાં પણ વધારે હોય છે. ચાલતી—દોડતી ગાડીએ સુરેશે બારણું ઉઘાડ્યું, બિસ્તરો નીચે ગબડાવ્યો અને સળિયો ઝાલી તે એક પગથિયું ઊતરવા ગયો. બીજા ડબાઓની બારીઓ પાસે બેઠેલા મુસાફરો ચાલતી ગાડીએ ઊતરવા મથતા ઉપલા વર્ગના ઉતારુને જોઈ રહ્યા. પાટાની પાર આવેલી તારની વાડ પાસે બેત્રણ ગામડિયા ઉતારુઓ ચાલતા હતા તેઓ પણ ચમક્યા. સુરેશે નીચેના પગથિયા ઉપર ઊતરવા પગ લંબાવ્યો અને તેનો હાથ ઉપર ખેંચાયો.

'મારા સમ જે નીચે ઊતરે તેને. હું મરી જાઉં!'

નિશ્ચયપૂર્વક નીચે ઊતરતો સુરેશ ધ્યાનભંગ થયો. તેણે પાછળ જોયું. ભયત્રસ્ત લતાના મુખ ઉપરનો આવો આર્જવ તેણે કદી જોયો નહતો. ક્ષણભર તે લતાના મુખ સામે જોઈ રહ્યો. એ મુખ તેને ખેંચી રહ્યું હતું શું?

'પાછો આવ. તારા વગર નહિ જીવાય.' લતા ચીસ પાડી ઊઠી. તેણે સુરેશના હાથને વધારે બળથી ખેંચ્યો.

એકાએક સુરેશ ઉપર ચઢી ગયો અને બારણું બંધ કરી બેઠો. ક્ષણ રહી તે હસ્યો અને બોલ્યો:

'બિસ્તરો ગયો!'

'રાતે તો ઘેર પહોંચી જઈશું.' લતાએ કહ્યું.

'કોને ઘેર?' સુરેશે પૂછ્યું.

'મારે ઘેર. સુરેશ, તું અને તારું ઘર મારાં છો.' સુરેશનો હાથ ઝાલી લતા બોલી.

**નિ**રંજન સૂતો હતો. માનસિક ઉત્પાત દેહને બહુ જ થકવી નાખે છે. સુરેશ અને લતા બન્ને ગાડીમાંથી નીચે કૂદી પડ્યાં હોત તોય

તેનાથી ઉઠાત નહિ એવી શિથિલતા તેના દેહમાં આવી ગઈ હતી. છતાં લતાએ સુરેશને પકડી રાખ્યો તે એણે જોઈ લીધું, અને લતાનો છેલ્લો ઉદ્દગાર સાંભળતાં તેની આંખ ઊઘડી જ ગઈ. તેના મુખ ઉપર કશી વિકૃતિ પણ થઈ આવી હોય એમ તેને લાગ્યું. એ શબ્દો તેને ગમ્યા ? ના. એક ક્ષણ તેને એમ પણ થયું કે તે ઊભો થઈ સુરેશને ગાડીમાંથી નીચે ગબડાવી પાડે ! પરંતુ એ ક્ષણિક આવેશ ઓસરી ગયો અને નિરંજન સૂતો જ રહ્યો.

'નિરંજન તો આરામથી સૂતો છે !' સુરેશે કહ્યું.

નિરંજનને આરામ હતો કે કેમ તે સહુ જાણતાં હતાં. નિરંજનને મન થયું કે તે બેઠો થાય અને પોતાના હૃદયને ચીરી તેમાં સળગતી જ્વાળા બતાવે ! પરંતુ એ પ્રયોગ હનુમાન સિવાય કોઈએ કર્યો ન હોવાથી તે જવાબ આપ્યા વગર સૂતો જ રહ્યો. માત્ર તેણે પાસું બદલ્યું.

ગાડી આગળ વધી, અટકી, વળી પાછી ચાલી. એ ક્રમ કલાક, બે કલાક ચાલ્યો. નિરંજને આંખ ન ઉઘાડી. સુરેશે અને લતાએ આંખ ક્ષણભર પણ ન મીંચી. લતા અને સુરેશ અક્ષર પણ બોલતાં નહતાં. સુરેશે વાંચવાનો ડોળ કર્યો, પરંતુ પુસ્તકનાં પાન ઝડપથી ઊકલતાં નહતાં. તેના મનમાં એક વિચાર આવ્યા કરતો હતો : 'લતાએ નિરંજનનું પત્નીત્વ ભોગવ્યું : સુરેશને પકડી રાખવાનો—સુરેશને વળગી રહેવાનો લતાનો હવે અધિકાર ખરો કે નહિ ? અધિકાર ન હોય તો શા માટે લતા તેને જકડી રાખતી હતી ? લતાને પશ્ચાત્તાપ થતો હતો ? જૂના સંસ્કારો લગ્નને પરમ આદર્શ માની અલગ્ન સંબંધને પાપરૂપે જોવા મથે છે. સુરેશના વૈજ્ઞાનિક હૃદયને પાપપુણ્ય બહુ પાસે રહેતાં જણાયાં. અણગમતા પતિ સાથે લગ્ન થઈ ગયાં હોય અને પત્ની એ પતિને બદલે ગમતા પુરુષ સાથે આનંદ મેળવે એમાં પાપ શાનું ? પાપ તો એવા લગ્નમાં રહેલું હતું ! પોતે નહિ પણ નિરંજન લતાનો પતિ હોવો જોઈતો હતો !'

'ત્યારે લતા શા માટે નિરંજન સાથે જતી ન હતી ? શા માટે તેના ભાવિ બાળકના પિતાને છોડી તે માત્ર લગ્નના—વ્યવહારના પતિને

શોધતી આવી તેને વળગી પડતી હતી? કારણ શોધનારને—સમભાવથી કારણ શોધનારને તે જડી રહે છે. લતા અને નિરંજન ક્યાં જાય? જ્યાં જાય ત્યાં તેમનું સ્થાન વ્યભિચારી સમાજદ્રોહી તરીકેનું જ રહી શકે. અને લતાનું બાળક? એ પાપનું પરિણામ કે પુણ્યનું? પાપનું પરિણામ હોય તો? જીવન જન્મે તે કદી પાપ હોઈ શકે? જે કૃત્યની પાછળ માનવજીવનનું સાતત્ય સચવાયું છે એ કૃત્યને પાપ કહી સમાજ દૂષિત બનતો નથી શું? કુદરત કહેતી નથી કે એક જ પુરુષ અને એક જ સ્ત્રીથી જીવન ચાલુ રહેવું જોઈએ. લગ્ન, એક જ સ્ત્રીપુરુષના સહચારની મર્યાદા, કુદરતની બાંધેલી નહિ પરંતુ માનવીની બાંધેલી છે—અકુદરતી છે, કૃત્રિમ છે. લગ્ન એ શું જીવન—સ્ત્રીજીવન ઉપરની માલિકીનો અંશ છે? સ્ત્રી અને પુરુષ એમાંથી કોઈ તે ભૂલી શકતાં નથી. લતા વસ્તુ તરીકે પાછી આવતી હતી—સ્ત્રી તરીકે નહિ. પાળેલું જાનવર માલિકની પાસે ટેવને લીધે આવે છે, પોષણને માટે આવે છે, રક્ષણને માટે આવે છે. લતા એ જ ભાવથી સુરેશની પાછળ દોડી રહી હતી, નહિ?'

સુરેશે લતા સામે જોયું. તે ક્યારની સુરેશના મુખ સામે જોઈ રહી હતી. સુરેશના મુખભાવને તે વાંચતી હતી.

'શું વિચાર્યા કરે છે? કાંઈ બોલ તો ખરો.' લતાએ કહ્યું.

'બોલવું હોય તો નિરંજનને કહીએ. ક્યારનો સૂઈ રહ્યો છે. જગાડ એને. આવતાં સ્ટેશને ચા આવશે.' સુરેશે કહ્યું.

પરંતુ લતા ઊઠી નહિ અને તેણે નિરંજનને જગાડ્યો નહિ. નિરંજન અત્યારે આંખથી પણ અસ્પૃશ્ય બની ગયો હતો. લતા કોઈ વિચિત્ર ભાવથી સુરેશ સામે જોઈ રહી હતી.

'નિરંજન, ક્યાં સુધી સૂવું છે? બારી બહાર તો જો. બધી કવિતા નિરર્થક વહી જાય છે!' સુરેશે હસતાં હસતાં કહ્યું.

'મને સૂઈ રહેવા દો. નહિ તો હું ગાંડો બની જઈશ.' નિરંજને પાસું બદલી કહ્યું.

'હમણાં તો મને ગાંડો કહેતો હતો.'

'આપણે ત્રણે કાંઈક ગાંડાં ભેગાં થયાં છીએ.'

'મને બાતલ કરજે! મારી ઘેલછા મટી ગઈ છે.'

નિરંજન એકાએક બેઠો થયો. તેની આંખમાં ખરેખર ઘેલછા હતી. તે ફાટી આંખે બીક લાગે એવો અભિનય કરી બોલ્યો :

'ઓ સુરેશ ! ઓ લતા! તમે કોઈ મારું ખૂન કેમ કરતાં નથી ?

'મારે ફાંસીએ ચઢવું નથી. હજી જીવવાની ઇચ્છા છે.' સુરેશે કહ્યું.

'અને મારે મન નિરંજન મરી જ ગયો છે !' લતા બોલી.

'લતા, તું કેટલી ક્રૂર છે ?' સુરેશે કહ્યું.

નિરંજને સુરેશ અને લતા બન્ને તરફ તાકીને જોયું. ગાડી થોભી અને નિરંજને ઊઠી બારણું ઉઘાડી નીચે ઊતરવા માંડ્યું.

'ક્યાં જાય છે ?' સુરેશે પૂછ્યું.

'મરજી પડે ત્યાં.' નિરંજન બોલ્યો.

'નથી જવું. બેસ અહીં.'

'મને રોકવાનું કારણ ?'

'તને એકલો નથી મૂકવો.'

'તારા વિજયનું પ્રદર્શન કરવા માટે ?'

'મારો વિજય ? પતિ તરીકે તો હું ક્યારનો પરાજિત બન્યો છું.'

લતાએ વ્યાકુળતાથી પોતાની બેસવાની જગા બદલી.

'તો તારી ઉદારતાનું પ્રદર્શન કરવા ?'

'આ ઉદારતાને હજી સુધી જગત હીચકારાપણું કહે છે એ ખબર છે ને ?'

'મને ન રોકીશ. કદાચ હું જ તારું ખૂન કરી બેસીશ.'

'તારા અને મારા સંસ્કાર એ મોજ પણ આપણુને નહિ લેવા દે. છાનોમાનો બેસી રહે.' સુરેશ પોતાનું વાક્ય પૂરું કરી રહ્યો ત્યાં તો લતા પાટિયા ઉપર લથડિયું ખાઈ પડી. તેની આંખો સ્થિર બની, તેનો હાથ ખેંચાવા લાગ્યો અને તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. સુરેશ અને નિરંજન બન્ને તેની તરફ દોડ્યા. લતાને બન્નેએ પકડી રાખી ન હોત તો બેઠક ઉપરથી તે નીચે પડી ગઈ હોત.

ચાવાળો સુંદર સરંજામ સાથે ચા લઈ ડબામાં દાખલ થયો. બન્ને પુરુષો બેભાન યુવતીની સારવારમાં પડ્યા હતા. લતા બેભાન બની ખેંચાતી હતી.

'સાહેબ, શું થયું?' ચાવાળાએ પૂછ્યું.

'સહેજ ફિટ આવી છે.' સુરેશે કહ્યું.

'પાસેના જ ડબામાં ડૉક્ટર છે. બોલાવી લાવું?'

'હા, હા.' નિરંજન બોલ્યો. ચાવાળો ટ્રે મૂકી નીચે ઊતર્યો.

'નિરંજન, ડૉક્ટરને બોલાવી શું કરીશું? બે પુરુષો વચ્ચે એક સ્ત્રી મરી રહી છે! ત્રીજો પુરુષ આવી શું તેને જિવાડશે?' સુરેશ બોલ્યો.

પાસેના જ ડબામાંથી એક ડૉક્ટર પોતાની બૅગ લેઈ ચઢી આવ્યા. ડૉક્ટર આવે એટલે સહુએ દર્દીની સારવાર ડૉક્ટરને જ સોંપી દેવી જોઈએ. ડૉક્ટરે લતાને તપાસી. ગાડી ચાલવા માંડી. તે સાથે જ લતા જાગૃત થઈ ગઈ. તેને પ્રથમ તો સમજ ન પડી કે તેને શું થયું હતું. સુરેશ અને નિરંજન સાથે અજાણ્યા પુરુષને ઊભેલો જોઈ તેને પ્રથમ આશ્ચર્ય થયું. ડૉક્ટરે કહ્યું:

'ગભરાશો નહિ. હવે સારું છે.'

લતા સહેજ હસી—તેને સમજાયું કે તે થોડી ક્ષણ જગત અને જગતનાં દુ:ખ વિસારે નાખી ભાનરહિત બની હતી. એવી અને એવી અભાન સ્થિતિ ચાલુ રહે તો? તે બેઠી અને ચાનો સામાન જોઈ બોલી:

'ચા ટાઢી પડશે. હવે પીવા માંડો.'

'તમારે જરાપણ કાળજી ન કરવી. મન અને શરીર શાન્ત રાખવાં.' ડૉક્ટરે કહ્યું.

'એને ચા અપાય કે નહિ?' સુરેશે પૂછ્યું.

'નર્વ્ઝને ઉશ્કેરનારી ચીજ ન અપાય તો સારું. પરંતુ થોડા પ્રમાણમાં ચા આપશો તો હરકત નથી.'

સુરેશે ચા તૈયાર કરી. ચાલતી ગાડીએ ઉપલા વર્ગમાં પણ ચા પીવી એ દેહસ્થિરતાનો ભારે પ્રયોગ છે. પ્યાલા ત્રણ જ હતા. એટલે લતાએ કહ્યું:

'તું રહી ગયો. હું આવતે સ્ટેશને પીશ.'

'આપણે વહેંચી લેઈએ.' નિરંજને કહ્યું.

'અરે, તમે તમારે પીઓ. આમાં જોઈએ એટલું પાણી અને દૂધ છે.' સુરેશે કહ્યું.

ડૉક્ટરે ધીમે ધીમે વાતો કરવા માંડી. સુરેશ અને લતાનો તેમણે પરિચય કરી લીધો. નિરંજન દેખાવ પૂરતી વાત કરતો હતો. ડૉક્ટર પણ આબુથી જ આવતા હતા અને અમદાવાદ ઊતરવાના હતા. તેમના ડબ્બામાં તેઓ એકલા જ હતા એટલે તેમને એકાંત લાગ્યા કરતું હતું. સુરેશ, લતા અને નિરંજન જેવા સહમુસાફરો મળે તો ગાડીનું એકાંત ટળી જાય એમ હતું.

ડૉક્ટર પોતાના ખાનામાં ગયા જ નહિ. છેલ્લું સ્ટેશન આવતાં સુધી તેઓ બેઠા, અનેક પ્રકારની તેમણે વાતો કરી, અને એકાંત માગતાં ત્રણે મુસાફરોના એકાંતમાં ભંગ પાડ્યો. છેલ્લા સ્ટેશને તેઓ નીચે ઊતર્યાં અને સુરેશને નીચે બોલાવ્યો.

'સુરેશભાઈ, તમે કોણ છો તે હું જાણું છું.' ડૉક્ટરે કહ્યું.

'હા જી. આટલા પરિચય પછી આપ જેવા જરૂર એ સમજી જાય.'

'એમ નહિ. તમને મળતાં પહેલાંનો હું તમને ઓળખું છું. તમારા સંબંધમાં આબુના સહેલાણીઓમાં અનેક જાતની વાતો થતી હતી.'

'હવા ઉપરાંત બીજાંઓની વાતો કરવી એ આવાં સ્થળોનો એક આનંદ છે.'

'હશે. પણ જો તમારે તમારી પત્નીને જીવતી રાખવી હોય તો તમે normal બની જજો.'

'એટલે?'

'જોતા નથી એ કયા દિવસો પસાર કરે છે તે? કાં તો જીવ કે કાં તો મગજ ગુમાવી ન બેસે એટલું જોજો.'

* * *

સુરેશ જરા ગંભીર બની ગયો. લતા નિરંજનને ચાહતી છતાંય સુરેશ લતાને ચાહતો હતો. તેના સુખને માટે તે સર્વસ્વ આપી દેવા તૈયાર હતો. ડૉક્ટરે કહ્યું તે પ્રમાણે તે normal ન બની શકે? નિરંજનને તે ચાહતી હતી એ વાત તે ભૂલી ન શકે? પુરુષના દોષ સ્ત્રીએ ભૂલવા એવી નીતિ લાંબા સમયથી શીખવાય છે. સ્ત્રીના દોષ પુરુષે પણ ભૂલવા એ નીતિ પુરુષવર્ગે ગ્રાહ્ય કરવાની શું જરૂર નથી? વ્યભિચારની ક્ષમા એકલા સ્ત્રીવર્ગ પાસેથી જ ખેંચી લેવાની? કે પુરુષે પણ એ ક્ષમા કેળવવાની જરૂર છે? અને વ્યભિચાર એ શું મોટામાં મોટો જ દોષ છે કે જેનું પ્રાયશ્ચિત્ત લીલા ઝાડના થડની સાથે જીવતાં સળગી જવાથી જ મળી શકે? લોભ, કંજુસાઈ, હલકટપણું, અનુદાર સ્વભાવ એ બધાં દોષની સાથે સરખાવતાં નૈતિક સ્ખલન શું એટલો ઉગ્ર દોષ છે કે જેને લીધે સહુનાં જીવન ઝેર બનાવવાં? કે આ બધા વિચારો degenerate–તવાઈ ગયેલા માનસના પ્રત્યાઘાતરૂપ છે?'

'જે હોય તે, લતા સાથે normal બનવું એ જ નિશ્ચય!' મનમાં સુરેશ બોલ્યો અને ચાલવા માંડેલી ગાડી ઉપર ચઢી ગયો. જાણે તે રહી જતો હોય એમ લતાએ આતુરતાપૂર્વક તેને અંદર ખેંચી લીધો.

'શું કરે છે તું? આ ખેંચાખેંચી શી?' સુરેશ જરા હસીને બોલ્યો.

'મારા મનમાં કે તું પાછો રહી જશે.' લતાએ કહ્યું.

'હું જરા પણ રહી નહિ જાઉં. તારી સાથે અને સાથે જ રહીશ. પછી કાંઈ?'

લતા સુરેશ સામે જોઈ રહી અને કાંઈજ બોલી નહિ. નિરંજન સ્ટેશનના દીવા જોવા લાગ્યો.

અમદાવાદ આવ્યું અને બધો સરસામાન ઉતાર્યો. સુરેશ, લતા અને નિરંજન પણ ઊતર્યાં. બહાર નીકળતાં ઘોડાગાડીઓ ભાડે કરવી પડી, કારણ મોટરકાર મોકલવાનું અગર પોતે આવશે એવું કોઈને લખ્યું ન હતું. ગાડીમાં બેસતાં જ નિરંજન અદૃશ્ય થયેલો દેખાયો.

'નિરંજન ક્યાં?' સુરેશે પૂછ્યું.

'આટલામાં જ હશે.' લતા બોલી.

'કાંઈ દેખાતો નથી.' સુરેશે ચારે પાસ જોયું. સ્ટેશન ઉપર તે પાછો જઈ આવ્યો. પરંતુ નિરંજનનો પત્તો લાગ્યો નહિ. ગાડીવાળો ઉતાવળ કરતો હતો છતાં પા કલાક નિરંજનની શોધમાં તેણે વીતાવ્યો. અંતે લતા પાસે આવી તેણે કહ્યું:

'નિરંજન ચાલ્યો ગયો લાગે છે.'

'એની મરજી!' લતા બોલી.

સુરેશ જરા સ્તબ્ધ થયો. લતા આટલી ઝડપથી નિરંજનને ભૂલવા મથતી હતી એ જોઈ તેને નિરંજનની દયા આવી.

'પણ એ જશે ક્યાં?'

'એની ઓરડીએ.'

નિરંજન વિના જ સુરેશ અને લતા બંને ઘેર ગયાં. ખોવાયેલી લતા જાણે પાછી પોતાના સ્થાને આવી હોય એમ તેને લાગ્યું. પરંતુ એ જીવતી લતા આવી હતી? કે મસાણની રાખ અગર કબરનો પથ્થર બની આવી હતી? ઘરમાં આવતાં બરોબર તો બંને જણે એક પ્રકારની શૂન્યતા અનુભવી. સુરેશે કહ્યું:

'હું નિરંજનની ખબર કાઢી આવું.'

'નવ તો વાગી ગયા છે. હવે સવારે જજે.' લતા બોલી.

'ના, ના; મારો જીવ રહેતો નથી.'

'કલાકમાં પાછો આવજે. મારાથી એકલાં નહિ રહેવાય.'

'વારુ.'

સુરેશ ગયો, અને લતાએ ખાલી બારણું અડકાવ્યું. એ જ બારણું વાસતાં તેણે અને નિરંજને પરસ્પરની દેહભૂખ શમાવી હતી. એ માત્ર દેહભૂખ હતી? ત્યારપછી તે દિવસો સુધી—લગભગ ગઈકાલ સુધી, નિરંજનમય બની ગઈ હતી. સુરેશમાં કશી સાંસ્કારિક ઊણપ હતી જે નિરંજન પૂરી પાડી શક્યો? કે પછી એવા વિકાર એ સર્વ સ્ત્રીપુરુષના સામાન્ય એકાંત ભાવો હશે? પુરુષોની માફક સ્ત્રીઓ પણ વૈવિધ્ય ચાહતી હશે? લતાને બીક લાગી. તે સહેજ કંપી ઊઠી. ફરીથી બેભાન બની જવાશે એવો તેને ભય લાગ્યો. તે ઊઠીને બારીએ જોવા લાગી. રસ્તા પરના આછા પ્રકાશમાં શું તેણે નિરંજનને આવતો દીઠો? તે એકાએક દોડી બારણા પાસે ગઈ અને બારણાને તેણે મજબૂતીથી બંધ કર્યું. સાંકળ, આગળો અને સ્ટૉપર ત્રણે વાસી દીધાં. અને બારણા ઉપર એકબે ટકોરા વાગ્યાનો ભણકાર તેને લાગ્યો છતાં તેણે બારણું ઉઘાડ્યું નહિ. નિરંજન સાથેના એકાંતની તક તે ફરી ઇચ્છતી નહતી. લતાને એ પ્રસંગ ઉપર કમકમી કેમ આવી? લતાના દેહમાં શું એ પ્રસંગ છુપાયો હતો?

કુદરતે સ્ત્રીને ચાડિયણ કેમ બનાવી હશે? પુરુષ પોતાના કાર્યનો કોઈ કુદરતી જવાબ કેમ ન આપે? પણ એમ નથી ત્યાં સુધી તો સ્ત્રીએ જ નૈસર્ગિક જવાબદારી જોડવાની. સંતતિનિયમન એ જવાબદારી ઓછી કરે એ ખરું. પરંતુ એ નિયમનને ન ગણકારતી પ્રસંગ પ્રસંગની ઉગ્ર વાસનાથી કેમ બચાય? ધર્મ, પતિવ્રતાપણું, સત, શિયળ...એ ભાવનાનો પુનરુદ્ધાર...

બારણે જોરથી ટકોરા વાગ્યા. લતા વિચારમાંથી જાગ્રત થઈ. કોણ હશે એની કલ્પનાએ તેને સહેજ મૂંઝવી.

'અરે લતા!' સુરેશનો અવાજ સંભળાયો.

લતાએ દોડીને સાંકળ ભોગળ ઉઘાડી.

'સૂઈ ગઈ હતી?' સુરેશે પૂછ્યું.

'ના.'

'મેં બારણા ઉપર કેટલીવાર ટકોરા માર્યા?'

'મારાથી સંભળાયા નહિ.'

'અને આવી મજબૂતીથી બારણાં વાસવાનું કારણ?'

'તારા સિવાય બીજા કોઈ પુરુષને મારે ઘરમાં આવવા દેવા નથી!'

'બીજી સ્ત્રીને તો આવવા દઈશ ને?' સુરેશે હસીને પૂછ્યું.

લતા સુરેશ સામું જોઈ રહી. સુરેશ બીજી સ્ત્રી લાવે તો લતા તેને આવકારી શકે કે નહિ? લતાના હૃદયમાં સહજ ઝેર વસ્યું, પણ તે સાથે જ સુરેશની ઉદારતાનો ખ્યાલ આવ્યો.

'તને સુખી જોવા તું કહીશ તે કરીશ.' લતા એકદમ બોલી ઊઠી.

'નિરંજન તો એની ઓરડીએ આવ્યો જ નથી.' સુરેશ બોલ્યો.

'હવે નિરંજનને ભૂલી જાઓ.' લતા બોલી.

'એમ?' લતા સામે તાકીને જોઈ સુરેશ બોલ્યો.

'એવું તાકીને ન જોઈશ. મને બીક લાગે છે.'

'સારું. તું કહે તેવી રીતે જોઈશ.'

'મારા સામું જોઈશ જ નહિ.'

'કેમ?'

'મને મરવાનું મન થાય છે.'

'ચાલ, ચાલ હવે. કાંઈ ખાઈશું પીશું કે નહિ?' સુરેશે norma બનવાનો પ્રયત્ન કર્યો.

બેત્રણ દિવસ પછી ગાડીમાં મળેલા ડૉક્ટર રમેશ મળવાને આવ્યા. તેમણે લતાની ખબર પૂછી, અને તેને દવા પણ લખી આપી. સુમનરાય અને સુરેખા પણ તેમને મળી ગયાં, અને મૈત્રી વધારતાં ગયાં. સિદ્ધપુરના

મેળાનું તેમણે વર્ણન કર્યું, અને ત્યાં સુરેશના મિત્ર નિરંજનને નિહાળ્યાની પણ હકીકત કહી.

'એ ભાઈ તો સાધુઓ ભેગા ફરતા હતા.' સુમનરાયે કહ્યું.

'એ છે જ એવો. ધૂની છે. કવિતાનો શોખીન છે. થોડા દિવસ એ અનુભવ લેશે.' સુરેશે જવાબ આપ્યો.

'તમે પણ ઓછા ધૂની નથી. એકાએક આબુથી નાસી ગયા. લતાબ્હેનને પણ મેં પાછાં ત્યાં જોયાં નહિ.' સુમનરાય બોલ્યા. લતાબ્હેનોને નિહાળવા કંઈક સુમનરાયોનાં મન આતુર રહે છે. પીળુ એટલું સોનું નહિ, અને સોનું હોય તે બધું આપણું નહિ એવી ઉમ્મર સાથે વધતી ઉદારતા ધરાવનાર સુમનરાય પીળાશને અને પારકા સોનાને નિહાળવા માત્રમાં આનંદ મેળવતા હતા. તેમણે અને તેમનાં પત્નીએ આ ઘરમાં વારંવાર આવવા માંડ્યું.

રેવામાસીને લઈને કુસુમ પણ સુરેશ તથા લતાને મળવા આવી ગઈ. રેવામાસી પાસેના મંદિરમાં દર્શન કરવા ગયાં, અને સુરેશે તાજું આવેલું સમાચાર પત્ર વાંચવા માંડ્યું.

'કુસુમબ્હેન આવ્યાં છે અને તમે શું વાંચ્યા કરો છો?' લતાએ કહ્યું.

'બહુ જાણવા જેવા સમાચાર છે.' સુરેશે જવાબ આપ્યો.

'શા સમાચાર?' કુસુમે પૂછ્યું.

'ત્રણત્રણ વર્ષથી રાહ જોતા ટી. ટી. ઈ.ના જીવનમાં આશાનો ઉદ્ભવ!' સુરેશ જાણે વાંચતો હોય એમ બોલ્યો.

'શું? શું? ટી. ટી. ઈ. કયો વળી? શાની આશા?' કુસુમે જરા ભવાં ચઢાવી પૂછ્યું.

'ટી. ટી. ઈ. મોહનલાલને પોતાની વર્ષગાંઠને દિવસે કુસુમે આપવા ધારેલી ભેટ!'

'જાઓ, જાઓ. નાહક ચીઢવો છો તે.' કહી કુસુમે ઝપટ મારી છાપું ફાડી નાખ્યું.

'મારે મોહનલાલની સિફારસ કરવાની છે. મેં તેને વચન આપ્યું છે.' સુરેશે હસતાં હસતાં કહ્યું.

'કરી સિફારસ ! હું તે વળી એવાને પરણું ?'

'ત્યારે તમે કેવાને પરણો ?' લતાએ પૂછ્યું.

'લતાબ્હેન, તમે એક સરસ પુરુષને લઈ બેઠાં છો તે તમે નહિ સમજી શકો ?' કુસુમે કહ્યું.

'Thank you for the compliment' સુરેશે હસી કહ્યું.

લતાની પાસે જવાબ ન હતો. સુરેશ એક સરસ પુરુષ હતો. છતાં...છતાં...નિરંજન એક સમયે તેને વધારે ગમી ગયો હતો એ શું ? અને સુરેશ આવી કોઈ કુસુમને કોક ક્ષણે ચાહી બેસે તો તેમાં શી નવાઈ ? કુસુમના ગયા પછી સુરેશે કહ્યું પણ ખરું :

'લતા, આ કુસુમ મને પરણવા ધારતી હતી.'

'હું જીવું છું છતાં ?'

'હા. રેવામાસીની જ નહિ પણ કુસુમની યે ઇચ્છા તારા ઉપર આવવાની હતી...અને હજી છે.'

'અને તારી ઇચ્છા...?'

'આજ નથી. પણ એક વખત હતી ખરી. તું ચાલી ગઈ તે દિવસે હું જ રેવામાસીને કહી આવ્યો હતો.'

'હં...'

'એટલે, તારા મનમાં એમ હોય કે તું એકલી જ દૂષિત છે તો તે ભૂલી જજે. દૂષિત હોઈએ તો આપણે બન્ને છીએ. મેં પણ પરસ્ત્રી ઇચ્છી હતી.'

'ઘણો ફેર !' મુખ ફેરવી લતા બોલી.

'જરાય નહિ. વિચાર અને કાર્ય બહુ પાસેપાસે વસે છે. તક મળતાં વિચાર આચાર બની જાય છે. એટલે આપણે બંને પાપી મનુષ્યો બહુ સારી રીતે ભેગાં રહી શકીશું.'

લતાએ બહુ દિવસે સુરેશની છાતી ઉપર પોતાનું મસ્તક નાખી દીધું. સુરેશે તેને ભાવપૂર્વક ઝીલી રાખી. થોડી ક્ષણો વીતતાં લતા ખસી ગઈ, અને સુરેશે હસીને કહ્યું :

'જો, આમ બહુ વળગીશ નહિ. એમાં ભય છે.'

'કેમ?'

'આ એક પ્રાણલાલ નામના કાર્યકર્તાનો એકરાર આ છાપામાં આવ્યો છે.'

'પ્રાણલાલ? બ્રહ્મચર્યાશ્રમવાળા?'

'હા, એ જ. તું ઓળખે છે? એમનું સ્ખલન થયું અને તેથી બ્રહ્મચર્યાશ્રમ છોડી એ જ સ્થાને ગૃહસ્થાશ્રમ માંડી તેઓ જાહેર જીવનમાંથી નિવૃત્ત બન્યા છે!'

'નફ્ફટ!'

'શા માટે? બિચારો પ્રામાણિક છે.'

* * *

ભગ્ન જીવનને આમ સમારી શકેલા સુરેશે એક દિવસ આખી રાતના ઉજાગરાને અંતે સાંભળ્યું કે લતાને બાળકી અવતરી છે.

એક નવો કોયડો! બાળકી એટલે ભાવિ સ્ત્રી! અને સ્ત્રી એટલે પુરુષો વચ્ચેની ખેંચતાણમાં જીવન વીતાવતું કુદરતનું અણમાનીતું સત્ત્વ! ક્ષણવાર તો સુરેશને જૂની ઢબનાં માત-પિતાની માફક બાળકી ગમી નહિ.

લતાએ તેને થોડી વારમાં પાસે બોલાવ્યો. લતાની પાસે એક નાનકડું રૂપાળું બાળક રમતું હતું. થરથરતે પગે સુરેશ લતા પાસે આવ્યો. ભયંકર શાન્તિ વચ્ચે નવીન જીવન હસી રહ્યું હતું.

'જો, જો તો ખરો ! કોના જેવું મોં છે?' લતાએ પૂછ્યું.

'કોના જેવું? મને ન સમજાયું.' સુરેશનું હૃદય ધડકી રહ્યું હતું. તે બાળકીમાં નિરંજનની પ્રતિમા કલ્પી રહ્યો હતો.

'કોના જેવું તે તારા જેવું! એટલુંયે પરખાતું નથી?'

'નિરંજન જેવું નહિ હોય?' અટકી અટકીને સુરેશે પૂછ્યું.

લતા એ પ્રશ્નની કલ્પના કરી ચૂકેલી હતી. તેણે તત્કાળ જવાબ દીધો:

'ના, તારા જ જેવું.'

'એમ કેમ?'

'મારા હૃદયમાં તું જ જડાયેલો છે!'

'શાથી?'

'હવે મને સમજાયું. નિરંજન માત્ર કવિતા ગાતો; તું કવિતાને જીવન સાથે જડી શક્યો છું માટે.'

હસતા બાળકને સુરેશ જોઈ રહ્યો. જે બાળકની માતા લતા હોય એ બાળક તેને મન સર્વદા આવકાર અને આશીર્વાદને પાત્ર લાગ્યું. લતાના બોલ તેના કાનમાં ગૂંજી રહ્યા.

# લતામંડપ

## ઉમાશંકર જોષી

[ મુંબઈની મલબારહિલ પડખેનો દક્ષિણપશ્ચિમ તરફનો એક એકાંત લતામંડપ. સાંજના સૂરજને વળગવા ચોપાટીના સમુદ્રની મંદ તરંગમાલા ઊછળે છે ને નિષ્ફળતા પામી બેવડી શરમથી લાલલાલ થઈ જાય છે. કિનારાના રેતીપટ ઉપર કીડિયારું ઊભરાયું છે. દૂર મરીનડ્રાઈવનાં તોતિંગ મકાનો દીવાસળીનાં ખોખાં ગોઠવ્યાં હોય એમ ઊભાં છે. ક્યાંક કોઈ બારીના કાચ સૂરજનાં છેલ્લાં કિરણે સળગી ઊઠયા છે.

એક જુવાન હળવી ચાલે ટેકરી ચડતો આ મંડપ તરફ ધસી રહ્યો છે. એના એક હાથમાં સારોયાનનો વાર્તાસંગ્રહ 'ધી ડેરિંગ યંગ મેન...' અને ખાદીની ટોપી છે. ખાદીનું ઝીણું ધોતિયું ને રેશમી પહેરણ. તીક્ષ્ણ કૌતુકવતી દૃષ્ટિ. પણ હસે ત્યારે તમારી ટીકા કરે છે કે શું એવું તમને થાય કદાચ. એનું નામ ગુલાબદાસ બ્રોકર. પોત બ્રોકર કરતાં ગુલાબનું વિશેષ ]

ગુલાબદાસ: (આમતેમ જોઈ) કોઈજ આવ્યું લાગતું નથી! જૂનો ટાઈમ ન સમજ્યા હોય તો સારું. (શહેર તરફ પીઠ કરી, મંડપ તરફ જોઈ.) લતા, તું તો ન બોલી. તું શું બોલે? પણ હું તો બોલીશ જ.

સુન્દરમ્: (પ્રવેશીને) પણ કોઈ સાંભળનાર હશે તો બોલશોને?

[ ડાબે હાથે ધોતિયો ઊંચો ચડાવતા પાસે આવે છે. પહેરણ ઉપર જાકિટ, ને કાખમાં છત્રી. વાત કરતાં પણ જાણે ધ્યાનમાં હોય એમ ઢળતાં પોપચાં. મોંગોલ જેવાં મજબૂત જડબાં. બોલે જાણે ગાતા હોય એવું.—હસે ત્યારે સાવ નિર્દોષ ]

ગુલાબદાસ: સાંભળનાર તો કોઈ હોવાનું જ. જુઓ, આ તમે જ નીકળ્યા ને? અને આખુ ઉપર લતા સુરેશ પાસેથી સરકીને રાતે નિરંજન જોડે સંતલસ કરતી હતી ત્યારે સુરેશ પાછળ છૂપો છૂપો આવીને બધું સાંભળી જ ગયો હતો ને?— તમારા જ કહેવા પ્રમાણે.

સુન્દરમ્: તમે તો બસ લતા લતા જ ઝંખો છો. બાકી મને વચ્ચે લાવતા હો તો કહું કે મેં તો તમે ગૂંચવેલું કોકડું ઉકેલવા પ્રયત્ન કર્યો.

ગુલાબદાસ: કે વધુ ગૂંચવવા?

સુન્દરમ્: ગૂંચવવામાં મને શો રસ?

ગુલાબદાસ: સુન્દરમ્! જરી સત્યમની પેઠે બોલો. તમને લતામાં રસ ન હોત તો તમે...

સુન્દરમ્: (વચ્ચેથી) લતામાં?

ગુલાબદાસ: ત્યારે કુસુમમાં? તો તેમ કહો.

સુન્દરમ્: લતા કે કુસુમ મારે તો કોઈથી લાગે વળગે નહિ. મારું કહેવું એટલું કે સુરેશ જેવા matter-of-fact માણસને લતા જેવી અસાધારણ સ્ત્રી ન હોય એટલે તો હું કુસુમ શોધી આવ્યો. એના જેવી કોઈ એને તો જોઈએ.

ગુલાબદાસ: તમે તો વાત જ બીજે પાટે ચડાવતા નથી? લતા અસાધારણ છે એની ના જ કોને છે? તેથી તો મેં સુરેશલતાના લગ્નજીવનમાં અસાધારણ જુવાન નિરંજનને ધકેલી દીધો.

સુન્દરમ્: કે હોમી દીધો?

ગુલાબદાસ: એ તો એ જાણે ને એનું તકદીર જાણે. પુરોહિત તો પરણાવી આપે. કાંઈ સંસાર ચલાવી આપે?

સુન્દરમ્: ત્રણેને તમે સાથે ને સાથે ફેરવો, સિનેમાની ટિકિટો ત્રણેની સાથે કઢાવી દો, કવિતાના ફુવારા ઉડાવરાવો, પછી એમાં તકદીરે બિચારૂં શું કરે? અને નિરંજનને તમે પરણાવ્યો એમ કહો છો?—જોકે લતા સાથે સંસાર તમે જરૂર ચલાવી આપ્યો છે.

ગુલાબદાસ: ત્યારે તમે છતી લતાએ આબુ ઉપર સુરેશ પાસે રેવામાશી આગળ બીજી કન્યા માટે માગણી કરાવી એનું નામ પરણાવવું? ઠીક થયું કે વાત પાટે આવી જ નહિ. નહિ તો દેખત કેમ તમે સંસાર ચલાવી આપો છો?

સુન્દરમ્: એ તો સમજ્યા! લતા એ લાગની જ હતી; નિરંજન એનો ઉપયોગ કરી એનો હાથ ઝાલે નહિ, અને પતિ – સુરેશ બીજીનો – કુસુમનો હાથ ઝાલે.

ગુલાબદાસ: જુઓ, એમાં લતાનો યે કાંઈ વાંક નથી. વાંક છે લતાના લાવણ્યનો. નિરંજન પણ શું કરે? માથું ઓળે ને એક લટ ખાસ છૂટી મૂકે. ચાલે જાણે નાચતી હોય એમ. લાંબી સેરનું ફૂમતું ઊછળ્યા જ કરે.

[ અવાજ: 'ઓ રે!' ]

પાતળી કાયા. આંખો ઊંડેઊંડેથી કાંક ગોત્યા જ કરે. લતા તો લતા જ.

(આમતેમ નજર કરે છે)

સુન્દરમ્: શું જુઓ છો? લતા?

ગુલાબદાસ: કોઈક લાગે છે. હું જોઉં. (ડાબી બાજુ જાય છે)

એક સ્ત્રી: (જમણી બાજુથી પ્રવેશતાં) મારૂં વર્ણન પૂરૂં થયું હોય તો હવે હું આવી શકું?

સુન્દરમ્: (ચમકે છે. છતાં દફતરમાંથી વાંચતા હોય એમ) કેમ તમે જ શ્રીમતી લતા?

લતા : હા. કેમ ?

સુન્દરમ્: ગુલાબદાસ, આ લતા તો જીવતું પાત્ર છે. કલ્પનાનું નથી ત્યારે ? તમે મને છેતર્યો.

ગુલાબદાસ : (આવીને) જીવનમાં છે માટે જ કલ્પેલું ને ? લતાબેન, તમે 'ઓ રે !' એવો અવાજ કરેલો ?

લતા : હા, મારો છેડો ફૂલછોડ સાથે ભરાયેલો ને પડતાં પડતાં હું બચી. થોડા મહિના ઉપર જ સુવાવડમાંથી ઊઠી છું.—

સુન્દરમ્: એવું સાંભળ્યું છે.

લતા : અને ડૉકટરે સાંજે ફરવાનું ફરજિયાત કર્યું છે. ફરવાનું જ નહિ, (મંડપ તરફ આંગળી કરીને) આટલેક સુધી ચઢવાનું.

ગુલાબદાસ : ત્યારે તમારી જ જગા અમે પચાવી પાડી લાગે છે. બેસો, બેસો. મળવાથી બહુ આનંદ થયો (લતા બેસે છે, આરામથી હાશ કરે છે)

સુન્દરમ્: અમદાવાદ નથી રહેતાં હવે ?

લતા : (સ્વપ્નમય મુખમુદ્રાથી) હમણાં નોકરી અહીં બદલાઈ છે. પણ તમને તો અમારી બધી ખબર હોય! મને પણ બહુ આનંદ થયો.

સુન્દરમ્: કલ્પનાનાં પાત્રો જીવનમાં મળે એથી કોને આનંદ ન થાય ? અને આ શકુન્તલા જેમ પરિધાન ભરાયાનું જાણીને પણ ?

ગુલાબદાસ : અમે લોકો અહીં બેસીએ તો વાંધો નથી ને તમને ?

લતા : લોકોમાં તો તમે બે ને ? હું યે કેવી છું ? મારું નામ તમે જાણો છો ને તમારાં તો પૂછવાં યે ભૂલી ગઈ!

સુન્દરમ્: આ ભાઈ ગુલાબદાસ બ્રોકર અને—

ગુલાબદાસ: આ કવિશ્રી સુન્દરમ્. અન્ય સાહિત્યકારો પણ આવવામાં છે. અમે અમારી વાર્તા 'લતા' પૂરી કર્યા બદલ એકમેકને અભિનંદન આપવા મળવાના હતા...તમારો જ ભેટો થઈ જશે એની તો કલ્પના યે નહિ.

લતા: હવે હું પૂછું? હું બેસું એનો તમને તો વાંધો નથી ને? હોય તોયે પાએક કલાક તો મારે આરામ જોઇશે જ. (વારા ફરતી ટીકીને બંનેને જુએ છે) એ...મ ત્યારે! તમે તો આપણા આશાસ્પદ લેખકો! તમારી સાથે મારે નિરંજનનું શીખવ્યું યાદ કરી સાહિત્યિક ઢબે વાત કરવી જોઈશે.

સુન્દરમ્: ગૌણ ઢબે કરશો તો ચાલશે.

લતા: એમ રાખીએ. આ તમે શકુંતલાની વાત કરી તે પરથી મને સૂઝે છે. માફ કરજો, હં! પણ કાલિદાસે લતામંડપનો ઈશારો અમથો કર્યો છે. અને ત્યાં ભાવિ ભરતનાં માતપિતા મળ્યાં હશે એમ આપણી કલ્પના ઉપર છોડી દીધું છે.

સુન્દરમ્: તમારી કલ્પના સાચે રસ્તે જ છે.

ગુલાબદાસ: નિરંજનના પ્રતાપ!

લતા: પણ આ તમને ગુજરાતના લેખકોને તે થયું છે શું કે કાલિદાસે જે સૂચનથી કર્યું તે ચોકખું ન કરી આપો ત્યાં સુધી તમને ચેન જ ન પડે!

ગુલાબદાસ }
સુન્દરમ્ } : એટલે?

લતા: મારે પણ તમારા લેખકોની જેમ ચોકખું કરી આપવાનું, એમ કે? મારો જ દાખલો લો. આ તમે બંને યે હાથમાં ચોથિયું કાગળ ને પેન લીધી કે સીધા જ મારા શયનગૃહમાં!

એટલી સરળતા તો નિરંજનને, એનો અઢળક સાહિત્યપ્રેમ હોવા છતાં, ન હતી ! —અરે મારા પતિને પણ ભાગ્યે જ હશે.

સુન્દરમ્ : અમારે તો પાત્રનું જીવન જ્યાં ઉત્કટતાથી જીવાતું હોય ત્યાં જવું.

ગુલાબદાસ : તમારી બાબતમાં શયનગૃહ એ સ્થળ હતું.

લતા : બહુ સારી વાત! મોંમાં આંગળાં નાખીને બોલાવો છો તો કહું છું. નિરંજન આવ્યો ને મેં આગળો વાસ્યો એ તમે જોતા હતા તો તમે જ આવીને કેમ ઊઘાડ્યો નહિ એમ હું તમને નહિ પૂછું. પણ તમારી જોવામાં કાંક ભૂલ થઈ નથી? મેં બંધ કર્યો એ ખરૂં. હું તો જોતી હતી કે નિરંજન કેટલામાં છે. પણ પછી ખોલી નાખવા ગઈ ત્યારે એણે જ હાથ આડો ધર્યો ન હતો?

ગુલાબદાસ : હું તો માનતો હતો કે નિરંજન ખોલી દેવા જતો હતો.

લતા : એ તો તમારી પુરુષ તરીકેની ખુમારી છે. નિરંજન પણ આબુ ઉપર તમારા કોઈ કવિનું ગણગણતો :

ઊભી હતી તું ઢળતી લતા સમી
ત્યાં બારસાખે રજકાય ટેકવી.

... ... ...

ક્યાં સ્પર્શવો? ક્યાં ગ્રહવો? તને તે
નડી શકી ગૂંચ ન લેશ ત્યારે.

સુન્દરમ્ : તમે ટીકા કરવા માંગો છો?

લતા : કવિ, આમ તે ચાલે? આબુ ઉપર સુરેશ મને લઈ ગયો ત્યાં તમે ફરી નિરંજનને ને અમને ભટકાડી દીધાં. પણ રાતે નિરંજનની પાસે મને ન મોકલી હોત તો ન ચાલત?

સુન્દરમ્: તમે જ કહો ? સુરેશ અને તમે બે હો ત્યાં રાતે નિરંજન આવી યે શકે ખરો?

લતા: પણ, કવિશ્રી! એટલું અમથું કરવા માટે મારે રાત માથે લેવાની જરૂર શી હતી? દિવસે પણ...સુરેશ ધારો કે નહાવા જાય એટલા સમયમાં પણ...એટલો એકરાર તો થઈ શકત. જુઓને (ગુલાબદાસ સામું જોઈ) આ ભાઈએ દિવસનો ક્યાં વાંધો રાખ્યો છે? (હસે છે. પેલા બે કાંઈક છોભીલા પડે છે. ત્યાં યશવંત પંડ્યાને આવતા જોઈ રાહત અનુભવે છે.)

[યશવંત પંડ્યા—કાળી વાંકી ટોપી. એ જ રંગની શેરવાણી અને શેરવાણીમાં માંડમાંડ માય એવી શરીર-સમૃદ્ધિ. એ ગંભીર રહીને બોલે ત્યારે જાણવું કે હવે તમારો પેટ પકડીને હસવાનો વારો આવ્યો છે. એ ચશ્માં સાફ કરતાં હસે ત્યારે સમજવું કે તમારું આવી બન્યું છે. એ તમને હસાવ્યા જ કરે તો તમારા જેવું કોઈ સદ્‌ભાગી નહિ]

યશવંત: શેનો વાંધો ને શેનો વચકો છે?

લતા: (તીણી નજરે ટીકી રહી) જુઓને એક જણ કહે છે લતા ન બોલી. બીજો કહે છે, ન બોલી ન ચાલી

યશવંત: ખોટી વાત! લતા ચાલી એમ મારે બેધડક કહેવું પડ્યું તેથી તો.

લતા: સારું થયું કે લતા બોલી એમ પણ તમે ન કહ્યું.

યશવંત: શા માટે કહું?

લતા: કેમ?

યશવંત: લતાની જીભને બોલવાની શી જરૂર? ઘણું યે લતાનું શરીર ધીરે રહીને બોલશે. જોવું હોય તે ધીરજ રાખે ને જુએ.

લતા : (હસી પડીને) કેવું કેવું બોલો છો તમે? પણ ભલા, મને માતૃત્વ મળવાનું છે એની ખબર મારા કરતાં તમને ક્યાંથી વહેલી પડી?

યશવંત : (ગંભીરપણે) એટલે? તમે મારી જવાબદારી તો નથી લેખતાં ને?

લતા : (ફરી હસી પડી) બસ, એ જવાબદારીની જ રામાયણ છે તો!

યશવંત : ના એમાં રામાયણ શી છે? તમારે માટે! મેં તો, પ્રાણલાલભાઈનો આશ્રમ છોડતાં નિરંજને ક્યાં જવું છે એમ તમને પૂછ્યું ત્યારે, તમારે મોંએ કહેવડાવ્યું છે કે 'બીજે કયાં—બાળકના પિતાને ત્યાં!'

લતા : પણ એ બાઘો શું સમજ્યો? એ તો સુરેશ પાસે મારે જવું છે એમ માની લઈ હાથ ખંખેરીને છેટો રહ્યો.

યશવંત : તમે એને બાઘાઈ કહો છો?

લતા : ત્યારે શું પુરુષની ખુટલાઈ?

યશવંત : મારાથી એમાં હા કેમ ભણાય? પણ નિરંજન ભલેને અવળું સમજ્યો. મારી જો કાંઈ ગેરસમજ થતી હોય તો કહો.

લતા : (હસીને) તમે આમાં આવો છો જ કયાં?

બે જણ : (પ્રવેશીને) આ આવ્યા અમે.

[ત્યાં હાથમાં હાથ ઝાલીને રમણ સોની અને ભોગીલાલ ગાંધી આવે છે. રમણ સોની એટલે અરબી લિપિનો પ્રથમાક્ષર (અલેફ)—સીધો, સોટા જેવો, પાતળો, સરળ અને ગમે તેવા વક્રાક્ષર સાથે સહેલાઈથી ભળી જાય એવો. ટોપી, પહેરણ અને લેંઘો. એક બાંયમાં જ બંને પગ ભેરવ્યા હોય એવું લાગે એટલી કૃશતા. ભોગીલાલ: અર્ધી બાંયનું—કદાચ આખું હોય તો પણ અર્ધી ચડાવેલી બાંયનું—પહેરણ. પણ એ ઉપરથી તમારી સાથે ઝઘડવા આવે છે એમ રખે માની

બેસતા—અથવા તો ઘોઘરા અવાજે બોલે એથી પણ. મણુચના પણ એમના એ જ ઈલાજ છે. ટૂંકી, સુકલ, ખડતલ, બરછટ આકૃતિ. એ જોઈ એમણે કવિતા માટે પસંદ કરેલા ઉપનામ 'ઉપવાસી'ની સાર્થકતા એકદમ સમજાઈ જાય છે]

લતા : આવો, આવો. તમે પણ આવો!

ભોગીલાલ : (ચોંકીને) કોણ? બિરાદર લતા?

રમણ : ભોગી, તું 'બિરાદર' કહે છે પણ લાગે તો છે શરદબાબુના સાહિત્યિક ઝનાનાનું કોઈ પંખી.

અવાજ : અલ્યા ગલ્બા, અહીં જ છે કે?

ગુલાબદાસ : હા. મદદ કરું કે? હાથ ઝાલો મારો!

અવાજ : તારો?

[ચંદ્રવદન પ્રવેશે છે. ચંદ્રનો ખ્યાલ કરી એમના વદન સામું જોશો નહિ. એના પહેરણને બે ટાઈ જેવું કાંક લટકે છે પણ તે એની અટક બેટાઈ છે એટલા ખાતર નહિ. આંખે ગૉગલ્સના ડાબલા. છૂટી પાટલીની ધોતિયું. ચાલે ત્યારે ખભા હાલે]

ચંદ્રવદન : રસ્તો બરાબર સૂઝતો નહોતો ને તું ક્યાંઈ દેખાય નહિ! આ આંખની પંચાત!! (ચારે તરફ જોઈ) આ લીલી સાડીમાં કોણ છે?

લતા : કેમ આંખે બરોબર સૂઝતું નથી ને મને ક્યાંથી જોઈ લીધી?

ચંદ્રવદન : ચંદ્રવદન આવું બિલ્લું તે ચૂકે કે?

લતા : બીજું તો કાંઈ ચૂકતા નથી ને? (હસે છે)

ચંદ્રવદન : (ચારે બાજુ વારંવાર નજર કરી) અરે આ તો બ્રોકર, ગાંધી, લવાર, સોની, અઢારે વરણનો શંભુમેળો ભેગો કરીને બાઈ સાહેબ બિરાજ્યાં છે ને?

યશવંત : એકાદ ખૂટે છે.

ચંદ્રવદન : અલ્યા, પંજો પણ છે કે? ત્યારે તો ભાગું અહીંથી.

લતા : બરાબર નિરંજન જેવું બોલે છે !

યશવંત : નિરંજન! પોતાની જવાબદારી નથી એમ બેધડકપણે એ જ કહી શકે !

લતા : આ બિરાદર ભોગીને જ પૂછો ને. કેમ બિરાદર, બાળકનો પિતા સુરેશ છે એમાં તમને રજ માત્ર શંકા છે? મને એ થાય છે કે તમને લોકોને આવી બાબતોની પણ ક્યાંથી ખાતરી થતી હશે !

ચંદ્રવદન : પણ તમને તો થવી જોઈએ ને ?

લતા : મને ? (નિસાસો નાખે છે.)

યશવંત : સ્ત્રીને.

લતા : (આંખો વિસ્તારી) હા. સ્ત્રીને પણ ખાતરી...

સુન્દરમ્ : બોલો, બોલો, શું ?

લતા : (કઠોર મુખાકૃતિ કરી) સંજોગો ઉપર આધાર છે.

[એનું શરીર તણાય છે ને ઢળી પડે છે. ચંદ્રવદન મદદ કરવા જાય છે ત્યાં એને લતાનો પગ વાગે છે]

યશવંત : લો! આ એક જણ લતાનો હાથ ઝાલવા ગયો ને એને લત્તા મળી!

ચંદ્રવદન : હવે છોડ તારૂં ડહાપણ. અલ્યા સુન્દરમ્! શું જોઈ રહ્યો છે ?

[લતાનું માથું પોતાના ખોળામાં મૂકવા કરે છે ત્યાં...]

સુન્દરમ્ : કેમ ? લો, આ છત્રી ચાલશે ? માથા નીચે ?

[છત્રી ઓશીકા તરીકે ગોઠવી દે છે]

ચંદ્રવદન : (આઘો ખસી) જાણ્યો હવે, ઠોયો ધરીને ઊભો રહ્યો તે ! પાણી લાવ, પાણી !

યશવંત : આંખમાં ?

સુન્દરમ : આવા માટે ?

[ત્યાં જેઠાલાલ ત્રિવેદી પ્રવેશે છે. મેલખાઉ રંગનો અર્ધો કોટ, કચ્છ વાળેલું ધોતિયું, માથે કાળી ટોપી, પગે દોરીવાળા મોટી ટોના બૂટ. પાસે આવે ત્યારે કોઈ ઉધરાણી કરવા આવ્યું કે શું એવું તમને થશે, પણ રજવાડાની નોકરીના ઢસડબોળા વચ્ચે પણ ઉત્સાહ અને કાવ્યતરંગ કેમ ટકી શકે છે એનો ખ્યાલ આપવાજ એમનું આવવું થયું છે એમ માનશો.]

ચંદ્રવદન : અલ્યા, ઠીક આવ્યો તું, જેઠા. ક્યાંક નળ જોઈ પાણી લઈ આવ તો.

જેઠાલાલ : અહીં હશે નળ ?

ચંદ્રવદન : તે જો એટલે જડશે. અહીં દોડયો દોડયો આવ્યો છે તે! ગાડીમાં એક જરી ઓળખાણ થઈ એટલા ઉપરથી રમણિયો, ભોગીઓ ને બધા આવતાકને ચોંટ્યા છે! જીવ લેવા! (લતાને માથે પંપાળે છે) તું ગભરાઈશ નહિ, લતુ. કુસુમડીનું તો પેલો વેવલો મોહનલાલ ટી. ટી. છે ને તેની જોડે લાકડેમાંકડું વળગાડી દઈશું.

ગુલાબદાસ : લો, આ રુમાલ પલાળી લાવ્યો છું. લાવો, લગાડું.

ચંદ્રવદન : (રુમાલ લઈ લેતાં) ને હું શું કરીશ ? (આંખે મોંએ ભીનો રુમાલ ફેરવે છે.)

લતા : (અર્ધ બેભાનમાં તૂટક અવાજે) પ્ર...પ્ર...પ્ર...પ્રાણ...

[અટકી જાય છે]

યશવંત : (ચંદ્રવદનને) તને બોલાવે.

ચંદ્રવદન : શું પ્રાણ... ?

લતા : પ્રા...ણુલાલ...ભાઈ...

[ બધા ખડખડાટ હસી પડે છે ]

ચંદ્રવદન : ( હસતો હસતો ) અલ્યા, પંડ્યા, આ પ્રાણુલાલભાઈ તેં આખું ગુજરાત ગોતીને ગજબનું ઘુવડ શોધી કાઢ્યું છે ! મને તું એમાં મારી ગયો !

લતા : ભાઈ...ના આશ્રમમાં ખોટેખોટાં પણ પતિપત્ની...

[ બધા શાન્ત થઈ જાય છે. લતા જરીક અટકીને એકીશ્વાસે બોલ્યે જાય છે ]

...રૂપે રહ્યાં એ દિવસ પાછા ક્યાં દેખવા મળશે ?

સુન્દરમ્ : જોયું ? સુરેશથી મેં અમથી છૂટી નહોતી પાડી ! સુરેશ એના જીવનમાંથી ભૂંસાઈ જ ગયો છે.

લતા : ( બેભાનમાં જ ) સમાજના ને લગ્નસંસ્થાના ડરથી સુરેશની મારા શરીરને રોમેરોમ જાણે મને ચોકી દેખાતી અને ઘડાતી શેર માટીએ એની આકૃતિ ધારણ કરી. કહે છે ને કે વર મરી ગયા પછી પણ ચિંતવન કરો તો એની આકૃતિ અન્યથી મળેલા બાળકમાં પણ ક્યાં નથી ઊતરતી ?

[ સૌ અવાક થઈ જાય છે ]

ગુલાબદાસ : ( ન રહેવાતાં ) લતા, લતા, શું બોલી ? લતા, આ તું બોલી ?

અવાજ : કોણ શું બોલી ?

[ રમણલાલ દેસાઈ પ્રવેશે છે. કોટપાટલૂનમાં. સુઘડ અને સૌમ્ય. હાથમાં ટોપી. માથા વચ્ચોવચ સેંથો—જેને નાજુક તાલ પણ કહી શકો. હમણાં જ બ્લડબેન્કમાં લોહી આપી આવ્યા હોય એવા ફીકાફચ. છતાં મૂંગા તેજ અને તાપની આંખો કમી વરતાવા દેતી નથી. શાંતપ્રતાપનો નમૂનો. એ જમીન તરફ માથું હલાવે તેમાંથી એમની ખાસિયત પકડવા

ગયા તો આ ભવમાં તો એને પામી શકશો નહિ. તેને માટે એમની આંખોને છેડેની કરચલિઓ ઉપર નજર રાખવી ]

રમણલાલ : (ચાપીચીપીને, ભવાં ઊંચાં કરી) અરે! આ તો લતામંડપનો સીન પડી ગયો છે ને! ચંદ્રવદન, તમારે તો દુનિયા એક નટઘર જ. શું છે આ બધું ?

જેઠાલાલ : જુઓને સાહેબ...

રમણલાલ : (ડોકું નીચું હલાવી, મધુરતાથી) અહીં પણ સાહેબ?

જેઠાલાલ : (હિંમતભેર મલકાઈ) આ એક રમણી...

રમણલાલ : (ચારે બાજુ નજર કરી, હસવા કરતા) ઓહ! સાત સાહિત્યકારો વચ્ચે એક સ્ત્રી મરી રહી છે.

ચંદ્રવદન : અરે રમણલાલ, તમે પણ ઘયડે ઘડપણ ક્યાં પેલા સુમનરાયની પેંઠે આવીને ખોડાયા ! !

રમણલાલ : (હસતા હસતા) ઘરડા વગર ગાડાં ન વળે એમ કહે છે તે ખરું પાડીને તમે ખરે જ મને ઘરડો ઠેરવી દીધો છે. નવલકથાની દેવી પણ કેવી છે? તમને આટલા બધાને આટલો બધો શ્રમ આપવાનો હોય? બાકી ટૂંકી વાર્તા તમારા પર બરોબર પ્રસન્ન લાગે છે !

ગુલાબદાસ : ટૂંકી વાર્તા તો અમે...

સુન્દરમ્ : (વચ્ચેથી) ધૂમકેતુને નવલકથા લખતા કરવા માટે જ ઉપાડી હતી.

રમણલાલ : ને આ સળંગ કથા ?

રમણ સોની : ધૂમકેતુને ને તમને નાટક લખતા કરવા કદાચ ! નવલકથા તો અમારા શરદબાબુ...

ચંદ્રવદન : એઈ, કયો છે એ નાટકવાળો ? તે હું શું ઝખ મારીશ ?

યશવંત : છોને લખતા.

ચંદ્રવદન : રમણલાલને તો આ ધોળાં ઉપર 'અપસરા–ભાગ પહેલો' ને એવું ચીતરવા દો ! અલ્યા તેં– માફ કરજો હો, તુંકાર એ મારી માન આપવાની રીત છે–કેટલા ભાગ, બારપંદરવીસ, કરવા ધાર્યા છે શું ?

ગુલાબદાસ : લેખકને ઘડપણ કેવુંક ?

ચંદ્રવદન : ચાલીસ પછી, માણસ લેખક હોય એટલા ખાતર ઓછો ભયંકર હોય એવું કંઈ નથી.

યશવંત : ને તે કહેનાર તું કીકા ?

ગુલાબદાસ : ચંદ્રવદન, જે વસ્તુ આપણામાં આપણે ચલાવી લઈએ તે બીજામાં કેમ માફ નથી કરી શકતા ?

સુન્દરમ્ : આ બધી vital ભૂમિકાની લીલા છે ! Supramentalથી કેટલે દૂર ?

લતા : (હોશમાં આવીને) આ ભાઈ શું બોલ્યા ? મને કાંઈક સુપ્રામેન્ટલ અનુભવ જેવું જ થયું લાગે છે.

સુન્દરમ્ : મને કહેવા દો કે જેને વાઈ કહે છે–ફીટ કહે છે–તે જ તમને આવી હતી.

ચંદ્રવદન : હવે છોડીશ લપ !

યશવંત : ફીટમાં કોઈ આખાંનાં આખાં અર્થયુક્ત વાક્યો બોલે છે ખરું કે ?

ચંદ્રવદન : અરે ફીટબીટે નથી, સુપ્રામેન્ટલએન્ટલે નથી. (લતાને) જરી થાક ખાવો હતો ખરું ને, લતુ ? તે આણે (સુન્દરમ્ તરફ જોઈ) ન ખાવા દીધો !

ભોગીલાલ : કોઈ થાક ખાય, કોઈ...

લતા : (વચ્ચે) કોઈ શું ?

રમણ સોની: કોઈ હવા ખાય. (ભોગીલાલ, જેઠાલાલ ને પોતા તરફ આંગળી કરે છે)

કોઈ...

લતા : કોઈ—?

યશવંત : કોઈ માર ખાય. (ચંદ્રવદનની સામે જુએ છે)

ચંદ્રવદન : બેસ હવે ડાહ્યા! (લતાને) એ તો સીટ આવતી વખતે સહેજ તારો—અરે તમારો—પગ મને અડકી ગયો હતો.

લતા : હા...શ ! ત્યારે તો તમને મેં અગાઉથી જ શિક્ષા કરી રાખી છે, નહિ તો આ થાકવાળા આરોપનો જવાબ મારે થાકેલીએ પણ...

રમણલાલ : આરામ પૂરતો ન મળ્યો, કેમ ?

લતા : (હસે છે, બત્રીસે ગણી લો એવું. એના તેજમાં સૌ અર્ધીક ક્ષણ અવાક બને છે) પૂરતો ? (ફરી હસે છે)

[ઉમાશંકર જોષી પ્રવેશે છે. દૂર દૂર, કહો કે દસ માઈલ પછી, મુકામ કરવાનો હોય એટલી ઝડપે. ખોપરી પર બારીક વાળની આછી છત. નાની હડપચી પાછળ ઉપસતી ડોક. પારદર્શક મુખભાવ. પણ એ જ તો મુશ્કેલી. એને ધોતિયું પહેરતાં આ જનમમાં આવડવાનું નથી. એ બોલે તે પહેલાં જ—]

લતા : તમે પણ લેખક છો ?

ઉમાશંકર : વાચક તો છું જ. પણ લેખકો સામે તમને એવડું શું છે?

ચંદ્રવદન : અલ્યા ઉમા, તું વળી લેખકોનો તારણહાર ક્યાંથી ફૂટી નીકળ્યો? લોફર ક્યાંનો!

ઉમાશંકર : તારી મરજી એમ હોય તો આ ચાલ્યો હું મારે !

રમણલાલ : એટલા બધા આળા થવાની શી જરૂર છે? વડોદરામાં મેં સ્વાગતવાક્ય નહોતું ઉચ્ચાર્યું કે લોફર હોવું એ પણ એક લહાવો છે?

લતા : જાઉં ત્યારે. તમારા સૌનો આટલોક પરિચય થયો. આભાર! (હાથ ટેકવી ઊઠવા કરે છે) ઘર આગળ કીકી કાંતો જાગી હશે હવે. (ઊભી થાય છે)

રમણલાલ : કીકી? ભાવિ સ્ત્રી. બિચારી!

ચંદ્રવદન : ઉમા, તું આવ્યો છે તો આ બધાને મળ તો ખરો. હું જ જાઉં છું. (લતા તરફ) ચાલો તમારે યે જવું છે ને?

લતા : ચાલો. મારે વાલકેશ્વર...

એક : મારે પણ મોડું થાય છે.

બીજો : કેટલા વાગ્યા હશે? નવા હો!

ત્રીજો : જઈ શકાય હવે?

ચોથો : ચાલો, ચોપાટીનો ભેળ રાહ જુએ છે.

પાંચમો : ચાલો.

[બધા ખસવા કરે છે]

ગુલાબદાસ : જશો ક્યાં? જેને માટે મળ્યા છીએ તે કામ તો હજી આપણું બાકી જ છે—પરસ્પરાભિનંદનનું. (ચંદ્રવદનને હાથ ઝાલી બેસાડે છે) આ લોકોએ વચ્ચે ખલેલ...

ચંદ્રવદન : અલ્યા, ઉમા, બેસ, બેસ.

ઉમાશંકર : હું તો બહારનો છું! (જવા કરે છે) કહો તો તમને સૌને મળવા માટે તો ધસી આવ્યો હતો અહીં. પણ જુઓને, ભેળવાળાને મોકલું અહીં.

ચંદ્રવદન : એ તો ઠીક, પણ પેલું શું છે અલ્યા? લાવ જો!

જેઠાલાલ : ફૂલ!

[ઉમાશંકર પહેરણના ગજવામાંથી ડોકાતું
કાગળિયું કાઢીને ચંદ્રવદનને આપે છે]

યશવંત : (કાગળિયાની પોતાની તરફની બાજુએ નજર કરી) એપ્રિલ ફૂલ? આજનું પહેલી એપ્રિલનું પાનું જ તારીખિયામાંથી ફાડી આણ્યું છે ને?

ઉમાશંકર : એ તો એ જાણે. યુદ્ધ – કરકસર! કોટમાં હતો ને 'પદ્મ પ્રકાશન'માં ડોકિયું કર્યું તો એણે સ્તો તમારૂં આ ઠેકાણું આપ્યું ને આ ચિઠ્ઠી વળગાડી કે તમે બધા રાજી હો તો તમારી વાર્તા એને છાપવી છે.

ચંદ્રવદન : જો છપાવીએ તો પ્રસ્તાવના મારી.

ઉમાશંકર : કબૂલ!

યશવંત : કેમ રમણલાલે ક્ષેત્રસંન્યાસ લીધો છે?

ચંદ્રવદન : નહિ લીધો હોય તો લેવડાવીશું. પણ–(એકદમ કૂદીને ઉમાશંકરના એક હાથમાં અર્ધું છુપાવેલું છે તે ખુલ્લું કરી) હું આ કહેતો હતો. (ઉમાશંકર દૂર ખસે છે)

જેઠાલાલ : હું પણ એ જ કહેતો હતો. કમળનું ફૂલ છે તે ને?

ભોગીલાલ : બૂઝર્વા શોખ!

રમણ સોની: ભોગી, તારા શરચ્ચંદ્રી આત્માને જરા પૂછ કે આ તે બૂઝર્વા શોખ છે કે શતદલ પદ્મ!

સુન્દરમ્: જાણે...

રમણલાલ : (વચ્ચેથી) સ્ત્રીનું હૃદય.

લતા : હું આવતી'તી ને મારૂં જ પડી ગયેલું.

ઉમાશંકર : લેશો?

લતા : (સાંભળ્યું ન સાંભળ્યું કરી) આ લેખક લોકો શું સમજીને સ્ત્રીની વાત કરતા હશે?

ઉમાશંકર : જુઓ, હું કાંઈ બોલવા જઈશ તો વળી લેખક જેવો લાગીશ. મારો વાચક તરીકેનો અધિકાર જતો કરવા મારી ઇચ્છા નથી.

લતા : (આગળ ચાલતાં) હવે વાચકો! (શહેર તરફ અને ચોપાટી પર તગતગતા દીવાઓ તરફ ક્ષણેક તાકી રહે છે, ઊંડુંઊંડું ને સ્વપ્નભર્યું) તમારો પણ ફાંકો... !

ઉમાશંકર : કદાચ તેઓ તમને ન્યાય કરે. અને તમને મોટું આશ્વાસન એ નથી લાગતું કે એમનામાં કેટલીક તો સ્ત્રીઓ પણ હશે?...જરી આ બાજુ. આ તમારો રસ્તો !

[અદૃશ્ય થાય છે. લેખકગણ આંખો વિકાસી વિમાસી રહે છે.]

પડદો ઊપડે છે.

૧લી એપ્રિલ, ૧૯૪૪.
અમદાવાદ

## : ચન્દ્રવદન મહેતા :

ચન્દ્રનો ખ્યાલ કરી એમના વદન સામું જોશો નહિ. એના પહેરણને બે ટાઈ જેવું કાંક લટકે છે, પણ તે એની અટક મેટાઈ છે એટલા ખાતર નહિ. આંખે ગૉગલ્સના ડાબલા. છૂટી પાટલીનું ધોતિયું. ચાલે ત્યારે ખભા હાલે.

## : જેઠાલાલ ત્રિવેદી :

મેલખાઉ રંગનો અર્ધો કોટ, કચ્છ વાળેલું ધોતિયું, માથે કાળી ટોપી, પગે દોરીવાળા મોટી ટોના બૂટ. પાસે આવે ત્યારે કોઈ ઉઘરાણી કરવા આવ્યું કે શું એવું તમને થશે, પણ રજવાડાની નોકરીના દસટોળા વચ્ચે પણ ઉત્સાહ અને કાવ્યતરંગ કેમ ટકી શકે છે એનો ખ્યાલ આપવા જ એમનું આવવું થયું છે એમ માનશો.

## : રમણલાલ દેસાઈ :

કોટપાટલૂનમાં. સુઘડ અને સૌમ્ય. માથા વચ્ચોવચ સેંથો–જેને નાજુક તાલ પણ કહી શકો. હમણાં જ બ્લડ બૅન્કમાં લોહી આપી આવ્યા હોય એવા ફીકાફચ. છતાં મૂંગા તેજ અને તાપની આંખો કમી વરતાવા દેતી નથી. શાંત પ્રતાપનો નમૂનો. એ જમીન તરફ માથું હલાવે તેમાંથી એમની ખાસિયત પકડવા ગયા તો આ ભવમાં તો એને પામી શકશો નહિ. તેને માટે એમની આંખોને છેડેની કરચલિઓ ઉપર નજર રાખવી.

## : ઉમાશંકર જોષી :

દૂરદૂર, કહો કે દસ માઈલ પછી, મુકામ કરવાનો હોય એટલી ઝડપ. ખોપરી પર બારીક વાળની આછી છત. નાની હડપચી પાછળ ઊપસતી ડોક. પારદર્શક મુખભાવ. પણ એ જ તો મુશ્કેલી. એને ધોતિયું પહેરતાં આ જનમમાં આવડવાનું નથી.